ओरम्

# સન્ધ્યા-સ્તવનાંજલિ.




સ્તવક-મહારાણીશંકર અંબાશંકર.

અધિષ્ઠાતા-કન્યા ગુરૂકુળ.

ઇટોલા ( બી. બી. રેલ્વે. )



પ્રથમાવૃત્તિ. સન ૧૯૨૦

મૂલ્ય એક રૂપિયો.

# અનુક્રમણિકા.

# અનુક્રમણિકા.



---

# શુદ્ધિ પત્રક.

| ભજન | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| પ્રસ્તવન | ૩ | ૮ | ગુજ | તુજ |
| સાયંસ્તવન | ૯ | ૮ | અપીએ | અર્પીએ |
| ૫ | ૨૧ | ૫ | અણુવ: | અર્ણવ: |
| ૧૫ | ૩૬ | ૧ | આશ્ચય | આશ્ચર્ય |
| ૧૯ | ૪૪ | ૬ | ભુમીને | ભૂમીને |
| ૨૨ | ૫૫ | ૧ | પાપાને પાડનાર | પાપીને પીડનાર |
| ૨૪ | ૬૦ | ૧ | સૂય | સૂર્ય |
| ૨૮ | ૭૧ | ૫ | કીતિ | કીર્તિ |
| ૩૩ | ૮૩ | ૫ | હુકાર | હુંકાર |
| ૩૮ | ૧૦૦ | ૧૫ | ૬ ભંગ-લાથી | ૬ બગ-લાથી |
| ૩૯ | ૧૦૧ | ૯ | અધ્ય | અર્ઘ્ય |
| ૪૬ | ૧૨૧ | ૪ | રીભાવના | ભાવના |
| ૪૮ | ૧૨૫ | ૧૦ | લીધે | કીધે |
| ૫૩ | ૧૩૬ | ૧૨ | કયે | કર્યે |
| ૫૬ | ૧૫૨ | ૫ | વધારૂ | વધારૂં |
| ૫૭ | ૧૫૪ | ૪ | રચ્યુ | રચ્યું |

## કૃતજ્ઞતા.

ઓ ભગવાન !

આ પામરના [1]દિલ-ફોનોમાં,

ભરી તુજ વૈદિક ગાન,

દીધું તેં મને અલૌકિક માન.

[2]નિશીથ નક્ષત્રોની શાન્તિ શી,

તાન તેં દિવ્ય ઉતારી,

[3]ભવશ્રુતિમાં [4]શ્રુતિ ભવ્ય સુણાવા,

આ ફોનોને ધન્ય બનાવા

[5]ચિતિજ્યોતિપ્રેરણાંગુલીથી

ચિત્તની ચાવી ચડાવી.

તેં ગાયું, પ્રેર્યું તેથી,

અંતર ઉઠયું લલકારી;

મારા ગાયક ! પ્રેરક !

નહિતો હતી મુંગી મુજ થાળી,

તે આ “ સ્તવનાંજલિ ” સુજાણ !

જગમાં ગજાવજે પ્રિયપ્રાણ !

---

૧ હૃદયરૂપી ફોનોગ્રાફમાં. ૨ મધરાત.
૩ સંસારના કાનમાં. ૪ બ્રહ્મમંત્રો.
૫ જ્ઞાનમય પ્રકાશની પ્રેરણા રૂપ આંગળીથી.




ગગનગંગાજળનિર્મળાં,

હિમગિરિધવલસત્કર્મમંગળાં,

પાતિવ્રતપુણ્યપ્રકાશઉજ્જ્વળાં,

વૈધવ્યવૈરાગ્યતીર્થવિમળાં,

વૈદિકધર્મધુરંધરાં,

ભગવતી શ્રી—

**ચંદાબ્હેન ઠાકોરદાસ દેસાઇના**

ઉપકાર, ઔદાર્ય, સૌજન્યાદિ

અનેક—સદ્ગુણ—કિરણ—પ્રફુલ્લ

કર—કમળમાં સમર્પણ.

ગુણઓસીંગણ

કર્ત્તા.

## પ્રસ્તવન.

( ગજલ )

પિતા! તેં ગોદમાં લઇને,
મને ખીલાવવા માગ્યું;
[1]અલખ અંતરવીણા-વાણે,
મને ગવરાવવા માંડયું.
પરંતુ બાલ હું નાદાન,
ઝિલું ક્યમ દિવ્ય ગુજ ગાણું !
શું સમજું મૂઢ, ગૂઢાશય,
પ્રલાપું ઘેલું ને ગાંડું.
[2]સુધાજ્યોત્સ્નાસરી શાન્તિ-
ભરી તુજ સંગીતિ લહરી;
સુણી હું થઇ ગયો ઉન્મત્ત,
[3]અનુકરી " હા, હી, હૂ "જ કરી.
તરૂં કેવી રીતે બચ્ચું હું
તુજ મહાભાવ-સાગરને !

---

૧ અલક્ષ્ય. ન જોઇ શકાય એવી. ૨ અમૃતચાંદની.
૩ અનુકરણમાં મૂકી.

તરંગોત્સાહના તીરે,
ઉછાળું પંગુ[૪] પગ કરને.
કવીશ ! તુજ સાથ ગાવાને,
ઘણાં વલખાં હું તો મારૂં ;
બની જઉં ત્યાંજ ઉન્માદી,
શુંનું શું યે લવી કાઢું.
છતાં ખુશી થાય માબાપો,
સુણી શિશુ ઘેલુડું કાલું;
ગણે તેનું [૫]અસંબદ્ધ, બોબડું
આલાપવું વ્હાલું.
હું જાણું " ગીત આ મારાં
ન પંડિતમન્યને ભાવે;"
ભલા દિલની અજબ [૬]સમસ્યા,
ઘમંડી બુદ્ધિને ફાવે ?
પ્રલપવું બાલનું બેઢબ,
મુરબ્બીને મીઠું લાગે;
વડિલ ને બાલ વચ્ચેના,
વિનોદ ન અન્યનાં ભાગ્યે.

---

૪ લુલા. ૫ ઢંગ ધડા વગરનું. ૬ સંકેત,

હશે જે જિગરનાં ભાંડુ,
કે એકજ સફરનાં બંધુ;
તે ગ્રહશે મુજ [7]દૃષ્ટિક બિન્દુ
બની [8]ઔદાર્યના સિન્ધુ.

જશે જ્યારે જગતમાંથી,
કુજડતા અંધ વિશ્વાસો;
સમજશે શુદ્ધ શ્રદ્ધાળુ,
[9]તયેં મુજ આત્મ–ઉલ્લાસો.

---

૭ દૃષ્ટિ–લક્ષ બિન્દુ.
૮ ઉદારતા.
૯ ત્યારે.

## પ્રાતઃસ્તવન.

( રાગ ભૈરવ )

મંગલ પૂર્વદિશામુખી!
તારાં ઉષસ્-હાસ્યને નમું નમું,
[1]ગગન છટા-અલકલટજટિત,
દિનમણિ-શિશપુલને કમું કમું.
[2]મંજુલ લાલ મૃણાલ બાલ રવિ-
કિરણપદાંગુલિ ચુમું ચુમું,
[3]પ્રભૂત પયોદ-પયોધરસ્રુત-
ધારામૃત પી તૃષ શમું શમું.

---

૧ આકાશના વિસ્તાર સૌંદર્ય જેવા વાળના ગુચ્છામાં ગુંથાએલ સુરજ રૂપ માથાના સુવર્ણ ફુલને હું ચાહું છું, ચાહું છું.

૨ કોમલ લાલ કમળનાળ જેવો બાળ સૂર્ય-તેનાં કિરણ રૂપ પગની આંગળીઓને ચુમું છું.

૩ ભરેલાં વાદળાં રૂપ સ્તનમાંથી વર્ષતી અમૃતધારાને પીને હું મારી તરશને શાંત કરૂં છું.

[4]પાવન મલયપવન તવ શ્વસન-
પરિમલમાં અલિ ભ્રમું ભ્રમું,
નંદનવનનૂતનલલિતલતા,-
[5]કિસલય-અવયવ ચહું ચહું.
[6]સૃજન રાસ તવ લીલાલાસ્યમાં,
લોલ લોચને રમું રમું;
તન-સિતાર પ્રાણ-તારમાં,
તવ સંધ્યાસ્તવનો સ્તવું સ્તવું.

---

૪ પવિત્ર મલયાચળનો પવન એજ તારા શ્વાસોચ્છવાસની સુગંધિમાં હું ભમરો ઉડું છું.

૫ નવાં નવાં કુંપળાં.

૬ જગતનો રાસ એજ તારું લીલાનૃત્યઃ તેમાં આતુર આંખોએ હું રમું છું.

## સાયંસ્તવન.

( માદનાં ભજનની ધુનમાં )

મંગલકારિણી ! સન્ધ્યાહાસિની !
ઇશ્વરી ! તું ઓંકારી !

કરમાં પ્રકૃતિ-વીણાધારિણી !
શ્રુતિ ગાન ગાનારી !

વિશ્વવ્યાપિની ! બ્રહ્મવાદિની !
સરસ્વતી-જનની-અનાદિની !

સ્તુતિયોગ્ય છબી તારી.

[1]તારા-તારાટપકી તારા

ગગનભાલમાં ભ્રાજે,
ઇન્દુનોં સિન્દુર બીન્દી સુન્દર,

ચાંદની-ચંદન રાજે,
[2]રાત-અલકમાં [3]સેંથે વિજળી,

---

૧ તારાઓ રૂપ તારા ટપકી તારા આકાશ રૂપી કપાળમાં ચળકે છે.

૨ રાતરૂપી વાળના આગલા ઓળેલા ભાગમાં. ૩ માંગ.

પુણ્ય દિશા-પટકુળે નિર્મળી,
    દિગ્ગજ પર તુજ સ્વારી.
ત્રિગુણાત્મક માયા તુજ
    હુકમ છડી લઈ થઇ પ્રતિહારી,
તારી અપરંપાર શક્તિની નકી રહી પુકારી.
    આત્મજ્યોતિની આરતિ કરીએ,
સન્ધ્યાસ્તવનાંજલિ અર્પીએ
    લઈએ ઉર સત્કારી.

# માનાં વધામણાં.

( રાગ ભેરવી વિગેરે. )

વધાવો, માની સવારી પધારે;
પૂર્વ દિશાની પ્રભાતપુણ્યા-
[1]સ્વર્ણપાલખીમાંહે;

ગગન, મસાલ રવિતણી ઝાલે,
તારા મોતીની વૃષ્ટિ ઉડારે—વધાવો.

પંખીમુખે તરૂવર સ્તુતિ ગાયે,
ફુલવેલી [2]અલિના ગુંજારે,

[3]સુમનસુરભિ સમીર સરાવે,
ઉષા પ્રભામૃત લાવે૦—૧

૧ સોનાની
૨ ભ્રમરના
૩ ફુલની સુગંધિ.

પછી કરજો કર્તવ્ય અન્ય
આ ધન્ય સમય વહી જાયે;
સન્ધ્યા સ્તવને મા સત્કારી,
પામો આશિસ્ ભારે.—૨

" [૪]અહંવિસ્મૃતિ"-ભેટથી
માનો [૫]અનુગ્રહહસ્ત ઝલાયે,
પછી જીવનક્ષેત્રે ઘુમતાં,
નહિ ભક્ત કુબંધન ધારે.—૩

---

૪ પોતાને ભુલવા રૂપ ઉપહારથી.
૫ મહેરબાનીનો હાથ.

# સંધ્યા–સ્તવનાંજલિ.

## આચમન મન્ત્રઃ

ઓં શંનો દેવી રભિષ્ટય
આપો ભવન્તુ પીતયે
શંયોરભિસ્રવન્તુ નઃ ।।

( યજુર્વેદ અધ્યાય- ૩૬ મંત્ર ૧૨ )

## ૧ આત્મપિપાસા.

( ગજલ )

સુદેવી ! ઇશ્વરી । માતા !
અમોને થા તું કલ્યાણી;
ત્રિવિધ તાપે તપી દુનિયા,
સુધાસરી વાદળી થાની.
અમારા આત્મચાતક પર,
વરસ શાન્તિશીતળ પાણી;

અમારા મનમયૂરો પર,
ગરજ મૃદુ વૈદિકી વાણી.
તું કર ચોમેરથી વૃષ્ટિ,
સ્વરૂપાનંદ વર્ષાની;
ટળે દુષ્કાળ દુઃખોનો,
મળે સન્મુક્તિ મનમાની.

## અથ ઇન્દ્રિયસ્પર્શઃ

ઓં વાક્ વાક્ । ઓં પ્રાણઃ પ્રાણઃ ।
ઓં ચક્ષુઃ ચક્ષુઃ । ઓં શ્રોત્રં શ્રોત્રં ।
ઓં નાભિઃ । ઓં હૃદયં । ઓં કંઠઃ ।
ઓં શિરઃ । ઓં બાહુભ્યાં યશોબલં ।
ઓં કરતલકરપૃષ્ઠે ॥

## ૨ સર્વસ્વ સમર્પણ.

( ગઝલ )

પ્રભુ ! તારે ચરણ અર્પું ,
જીવનસર્વસ્વ આ મારૂં;
તનૂ, મન, ઇન્દ્રિયો, સર્વે,
હું તારા શરણમાં ધારૂં.
મુકું મુજ [1]વાણી-વીણાને,
[2] અલખ તુજ અંગુલીસ્પર્શે;

---

૧ વચન રૂપી વીણા વાજીંત્ર, ૨ અલક્ષ્ય

તજું સ્વર બેસુરા બૂરા,
સદા સન્નાદ રણકારૂં.
ચડાવું પ્રાણનાં ફુલડાં
હું તારા દિવ્ય પદપદ્મે,
કે જેથી શ્વાસથી જગમાં,
અમર સુવાસ વિસ્તારૂં.
[3]દ્યુતિ [4]દેદારની તારી
ઝિલુ હું નયન-દર્પણમાં;
તમોગુણી કુનજર ટાળું.
[5]શુચિ સાત્વિકતા ભાળું
કરૂં મુજ કર્ણ હાર્મોન્યમ,
તને શ્રુતિ સંગીતિ ગાવા;
મધુકર ! મ્હાણવા તુજથી,
હું નાભિ કમળ ઓવારૂં.
તું મારા જિગરનું જીવન,
ગળે માળા, શિરોભૂષણ,
હથેળી, હાથ પહોંચાનાં,
યશો બળ વારૂં તુજ સારૂ.

---

૩ કાન્તિ, ૪ સ્વરૂપની, ૫ પવિત્ર.

## અથ માર્જન મંત્રાઃ ।

ઓં ભૂઃ પુનાતુ શિરસિ ।
ઓં ભુવઃ પુનાતુ નેત્રયોઃ ।
ઓં સ્વઃ પુનાતુ કંઠે ।
ઓં મહઃ પુનાતુ હૃદયે ।
ઓં જનઃ પુનાતુ નાભ્યાં ।
ઓં તપઃ પુનાતુ પાદયોઃ ।
ઓં સત્યં પુનાતુ પુનઃ શિરસિ ।
ઓં ખં બ્રહ્મ પુનાતુ સર્વત્ર ॥



## ૩ અંગપાવની પ્રાર્થના

હું જાણું કે પ્રભુ મારા,
તમે પારસમણી પ્યારા;
અમારાં લોહ-અંગોને,
સુસ્પર્શે હેમ[1] કરનારા.

[1] સોનું.

કરો મુજ શીર્ષને પાવન,
[2]ચરણચોકી ગણી તેને
પવિત્રાં નેત્રને કરજો,
પગે ધરી પાદુકા એને.

વસી મુજ કંઠ–પિંજરમાં,
સુકોકિલ ! તે કરો વિમળ;
[3] નિગમનીરે કરો નિર્મળ,
સુકેલાં અમ હૃદય–[4]પલ્વલ.

ભરો નાભિકુંડે અમૃત,
કરો પગ [5]પુણ્ય તીર્થ સમા;
શિરે ફરી શુદ્ધિ, બુદ્ધિ, દ્યો,
ઝરો સર્વત્ર શુચિ–ઝરણાં.

---

૨ પાદપીઠ
૩ જ્ઞાનરૂપી જળથી
૪ હૃદયરૂપી ખાબોચીયું
૫ પવિત્ર.

અથ પ્રાણાયામમંત્રાઃ।

ઓં ભૂઃ ઓં ભુવઃ ઓં સ્વઃ
ઓં મહઃ ઓં જનઃ ઓં.તપઃ
ઓં સત્યમ્ ॥

૪ પ્રાણ પંખીને નિરોધ.

( ગજલ )

ઉડો કયાં પ્રાણ પંખીડાં !
જગતરણમાં ન કંઇ વળશે;
છે અંદર આત્મકલ્પતરૂ,
અમર ફળ ત્યાં જરૂર જડશે.

[1]બહિર્ગતિથી વળો પાછાં,
બનો [2]અંતર્મુખી સાચાં;
[3]પ્રણવ સહ ભૂર્ભુવઃ ગાતાં,
પરમ આરામ ત્યાં મળશે.

રૂંધી ઇન્દ્રિનળ [4]અધગામી,
ગતિ જો [5]ઊર્ધ્વં લેવાશે;
મનો-મળ સકળ ધોવાશે,
વિમળ સજ્જ્યોતિ ઝળહળશે.

---

૧ બહાર જવામાંથી    ૨ અંદર જનાર-જોનાર
૩ ઓંકાર.    ૪ નીચે વહેનાર    ૫ ઉંચે.

(ધ્યાન)

તું છો ભૂઃ પ્રાણનો આધાર,
દુઃખનાશી ભુવઃ કિરતાર;
સુખી સ્વઃ વ્યાપ્યોં સૌ સંસાર,
મહઃ સર્વેથી મહાન અપાર.

જનઃ સૃષ્ટિનો સરજનહાર,
તપસ્સ્વરૂપી તું તેજોંબાર;
અખંડેકરૂપ સત્ય ત્રિકાલ,
જપું પ્રાણો રૂંધી ઓંકાર.

અઘમર્ષણમન્ત્રાઃ ।

ઓં ઋતં ચ સત્યં ચાભીદ્ધાત્-
તપસોધ્યજાયત
તતો રાત્ર્યજાયત
તતઃ સમુદ્રો અર્ણવઃ

૫ વિકાસજ્ઞાન-પાપમોચન.

( ગજલ. )

હતી [૧]નૈરાશ્યતમ [૨]રજની,
કૃપા-ઉષા સરી હરિની;
[૩]હરી મૂર્છા, જડે રેડી,
સુવર્ષા વિકાશામૃતની.

---

૧ નિરાશા-અંધકારથી ભરેલી. ૨ પ્રલયરાત્રી. ૩ દૂર કરી.

[4]સૃજન ઇક્ષા–ઋચા પ્રકટી,
[5]તપોબ્રહ્મે શરૂઆતે;
પછી સત્પ્રકૃતિ વિકસી,
હતી [6]અવ્યક્તારૂપા જે.

શરૂગતિ પ્રેરી પ્રકૃતિમાં,
બનાવા કાર્ય કારણથી;
દ્રવ્યાં સંક્ષોભમાં અણુઓ,
થયાં તે સ્થૂળ, સંગમથી.

---

૪ જગતૂરચના રૂપ સંકલ્પ–મંત્રો.
૫ જ્ઞાનમય ઇશ્વરમાં
૬ ન ઓળખી શકાય એવી.

સમુદ્રાદર્ણવાદધિ
સંવત્સરો અજાયત
અહો રાત્રાણિ વિદધદ્
વિશ્વસ્ય મિષતો વશી
સૂર્યાચન્દ્રમસૌ ધાતા
યથાપૂર્વમકલ્પયત્
દિવં ચ પૃથિવીં ચાંતરિક્ષમથોસ્વઃ ।।

## ૬ વિકાસ વિસ્તાર, અનંતપ્રાપ્તિ.

( ગજલ. )

અણુસંયોગના ક્ષણથી,
સુગણનામાં સમય આવ્યો;
[1]ચરાચર-વિશ્વ વશ કર્ત્તા,
નિયમમાં રાતદિન લાવ્યો.

---

૧ ચેતનજડ જંગમ-સ્થાવર જગતને તાબે રાખનાર.

પ્રથમ પેઠે વિધાતાએ,
રવિ-શશીની રચી દુનિયા,
સૃજ્યા સ્થાને દ્યુ, પૃથિવી,
અન્તરિક્ષે લોક સૌખ્યમયા.

જગતનાં સત્ય પુસ્તકમાં,
પ્રભુ ! તારી અનંત કથા,
કથા વાંચ્યે અનંત વિકાસ-
શાન્તિ ભક્તજન લભતા.

## મનસા પરિક્રમા મંત્રાઃ

ઓં પ્રાચી દિગગ્નિ રધિપતિ-
રસિતો રક્ષિતાદિત્યા ઈષવઃ ।
તેભ્યો નમોધિપતિભ્યો નમો
રક્ષિતૃભ્યો નમ ઇષુભ્યો
નમ એભ્યો અસ્તુ ।
યોસ્માન્ દ્વેષ્ટિ યં વયં દ્વિષ્મ-
સ્તંવો જંભે દધ્મઃ ॥

•

## માનસ પરિક્રમા.

( હરિગીત સોહિણી આદિમાં. )

જયાં જયાં નજર મારી ઠરી,
ત્યાં ત્યાં હરિ! તુજ હાજરી
ચારે દિશા નીચે ઉપર
રક્ષક અમારો ઉપરી.

પૂર્વા દિશાનો નાથ અગ્નિ-
શુદ્ધજ્ઞાનસ્વરૂપ તું,
રક્ષે [1]તિમિર-અસુરો થકી,
રવિકિરણ-બાણે ભૂપ ! તું.

સ્વામી, સુપાલક, [2]ત્રાણસાધન-
બાણને સત્કારીએ,
અમ દ્રોહીને પણ તુજ-
ક્ષમાદાને પ્રભો ! ઉદ્ધારીએ.

---

૧ અંધકાર તથા પ્રાણ હરનાર પ્રાણી.
૨ રક્ષાનું સાધન.

ઓં દક્ષિણા દિગિન્દ્રાધિપતિ
સ્તિરશ્ચિરાજી રક્ષિતા
પિતર ઇષવઃ

( તેભ્યો.........દધ્મઃ-ઉપર પ્રમાણે )

દક્ષિણ દિશાનો ઇન્દ્ર પતિ-
ઐશ્વર્યપૂર્ણ—સ્વરૂપ તું,
રક્ષે [1]કુટિલકર્મીથી,
પિતૃ-[2]વીર બાણે ભૂપ તું !

( સ્વામી.........ઉદ્ધારીએ-ઉપર પ્રમાણે )

૧ આડી ચાલના-નીચ કર્મવાળાંઓથી.
૨ જ્ઞાની ધર્માત્મા, વડીલો તથા શુરવીરોરૂપી બાણોથી.

ૐ પ્રતીચી દિગ્‌વરૂણોધિપતિઃ
પૃદાકૂ રક્ષિતાન્નમિષવઃ
( તેભ્યો..........દધ્મઃ ઉપર પ્રમાણે )

પશ્ચિમ દિશાનો વરૂણ નામી
ઇશ શ્રેષ્ઠ-સ્વરૂપ તું,
રક્ષે [1]વિષાળાં પ્રાણીથી,
[2]જડીબુટ્ટી-બાણે ભૂપ તું.

( સ્વામી..........ઉધ્ધારીએ-ઉપર પ્રમાણે )

---

૧ ઝેરીલાં. ૨ કિંમતી ઔષધી રૂપ બાણોથી.

ઓં ઉદીચી દિક્‌સોમોધિપતિઃ
સ્વજો રક્ષિતાશનિરિષવઃ

( તેભ્યો.........દધ્મઃ-ઉપર પ્રમાણે )

ઉત્તર દિશાનો સોમ નામી,
સ્વામીં શાન્ત—સ્વરૂપ તું,
રક્ષે [1]અયોનિજ [2]અધમ જંતુથી,
[3]વીજ—બાણે ભૂપ તું.

( સ્વામી.........ઉદ્ધારીએ-ઉપર પ્રમાણે )

---

૧ પોતાની મેળે ઉત્પન્ન થઇ જનારાં,
માંકડ, ચાંચડ, વીંછી વિગેરે.

૨ ક્ષુદ્ર, નીચ.

૩ વીજળી રૂપ બાણુથી.

ઓં ધ્રુવાદિગ્વિષ્ણુરધિપતિઃ
કલ્માષગ્રીવો રક્ષિતા વીરૂધ ઇષવઃ

(તેભ્યો... ......દધ્મઃ-ઉપર પ્રમાણે)

નીચલી દિશાનો અધિપતિ તે
વિષ્ણુ—વ્યાપકરૂપ તું
[1]વિષકંઠથી રક્ષે વનસ્પતિરૂપ
બાણે ભૂપ તું!

( સ્વામી..........ઉધ્ધારીએ-ઉપર પ્રમાણે )

૧ ઝેર છે કંઠે જેનાં એવાં પ્રાણી.

ઓં ઊર્ધ્વા દિગ્બૃહસ્પતિ રધિપતિઃ
શ્વિત્રો રક્ષિતા વર્ષમિષવઃ
( તેભ્યો.........દધ્મઃ )

ઉપલી દિશાનો પતિ બૃહસ્પતિ,
બ્રહ્મવિદ્યારૂપ તું
રક્ષે રગત-પિત્ત રોગથી
શુચિ વૃષ્ટિ–બાણે ભૂપ તું.
( સ્વામી.............ઉદ્ધારીએ. )

## ઉપસ્થાન મન્ત્રાઃ

ઓં ઉદ્વયં તમસસ્પરિ સ્વઃ
પશ્યન્ત ઉતરમ્
દેવં દેવત્રા સૂર્ય
મગન્મ જ્યોતિરૂત્તમમ્ ॥

### ઉપાસના.

( ગજલ )

અરે સંસાર અપરંપાર,
ખરેખર તિમિર[1] પારાવાર;
જવું શી રીત પેલે પાર-
મુક્તિ, શાંતિમય કિનાર,

---

૧ અંધકારનો સાગર.

[2]પ્રલોભન–લોહચુંબક [3]પહાડ,
ખેંચે મૂઢ જીવન– જહાજ;
[4]વિષયિલા વીજના ચમકાર,
ત્યાં પ્હોંચાય શે હરિદ્વાર !

ચરાચરના પ્રકાશક [5]ભાણુ !
ઓ દેવાધિદેવ મહાન્ !
તારી શ્રેષ્ઠ જ્યોતિ જગાડ,
અમારો માત્ર તે આધાર.

૨ લાલચ. ૩ વહાણ.
૪ વિષયોરૂપ. ૫ સૂર્ય.

ઓં ઉદુત્યં જાતવેદસં
દેવં વહન્તિ કેતવઃ
દૃશે વિશ્વાય સૂર્યમ્ ॥

## ૧૪ ધ્યાન.

( ગજલ )

વિભુનું *ધામ કેમ જણાય ?
દર્શન કેમ તેનું થાય !
શ્રુતિ ને સૃષ્ટિ-સંકેતે[1]
[2]ધ્વજા એ દેવની દેખાય.

પ્રકાશક વેદ-વિદ્યાનો,
[3]નિયામક સર્વ દુનિયાનો;
સૂરજ એ [4]જ્ઞાનનયનાંનો,
અમારૂં ધ્યાનબિન્દુ થાય.

* તેજ. ૧ ઇસારે. ૨ ધજા.
૩ ચલાવનારો. ૪ જ્ઞાનરૂપી આંખો.

ૐ ચિત્રં દેવાનામુદગાદનીકં
ચક્ષુર્મિત્રસ્ય વરૂણસ્યાગ્નેઃ
આપ્રાદ્યાવા પૃથિવી અંતરિક્ષં
સૂર્ય આત્મા જગતસ્તસ્થુષશ્ચ સ્વાહા.

## ૧૫ આત્મજ્યોતિઃ

(ગઝલ)

પિતા! તારો મહા મહિમા,
[1]મહીમાં વિરલાં જાણે;
જુવે જે ચર્મચક્ષુથી,
પરમ તુજ [2]ધામ શું મ્હાણે?

૧ પૃથ્વીમાં. ૨ તેજ.

તું છો આશ્રય [3]બુદ્ધોનું,
અજબ સામર્થ્ય [4]સિદ્ધોનું;
રવિ, શશી, અગ્નિ, તારાનું,
તું [5]નૂરેચશ્મ બ્રહ્માંડે.

દ્યુ, પૃથ્વી, અંતરિક્ષતણા,
અચળ ધારક બધા ગ્રહના;
પ્રકાશાત્મા ચરાચરના,
તને ધરીએ અમે ધ્યાને.

3 વિદ્વાનોનું. 4 યોગીઓનું.
5 આંખનું તેજ.

ઓં તચ્ચક્ષુર્દેવહિતં

પુરસ્તાચ્છુક્રમુચ્ચરત્ ।

પશ્યેમ શરદઃ શતં જીવેમ શરદઃ શતં

શૃણુયામ શરદઃ શતં

પ્રબ્રવામ શરદઃ શત

મદીનાઃ સ્યામ શરદઃ શતં

ભૂયશ્ચ શરદઃ શતાત્ ॥

૧૬ અભિલાષા.

(ગજલ)

નયન તું અંધ આલમનું,
ભગતનો ભીડભંજન તું,
સનાતનથી નિરંજન રહી,
વિરાજે ધર્મરાજન્! તું.

અહી તારી કૃપા-કાન્તિ,
નયનથી સો વરસ જોઇએ;
[2]શતાબ્દિ જીવતાં રહીએ,
પુરાં સો વર્ષ સાંભળીએ.

મધુરૂં સો વરસ વહીએ,
પરાધીન, દીન ના થઇએ;
શતાબ્દિથી વધારે પણ,
બધા એ લાભ ભોગવીએ.

૧ દુનિયા. ૨ સો વર્ષ.

## ગાયત્રી મન્ત્રઃ

ઓં ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુ-
ર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ
ધિયો યો નઃ પ્રચોદયાત્ ॥

## ૧૭ ગાયત્રીસ્તવન.

(ભૈરવી, કાનરો)

ઓંકાર તું ઉત્તમનામી,
[1]વેદ-સિન્ધુનો સુધાસાર,
અ,ઉ,મ, ત્રણ અક્ષરધામી.–ઓં.

૧ વેદરૂપી સાગરનું અમૃતતત્વ.

વિરાટ્, અગ્નિ, વિશ્વ અકારે,
વાયુ, હિરણ્યગર્ભ, ઉકારે,
ઇશ્વર, આદિત્ય, પ્રજ્ઞ, મકારે,
છો [1]વિધવિધ અભિધાની.-૧

જીવન-પ્રાણ ચરાચરનો ભૂ:
સૌખ્યસ્વરૂપી ભુવ: સ્વયંભૂ,
સ્વ[2]મોક્ષજનક, વ્યાપક સૌમાં,
છો ત્રિભુવનનો સ્વામી.-૨

૧ જુદાં જુદાં નામવાળો. ૨ મોક્ષનો ઉત્પાદક-દાયક.

જગદુત્પાદક તને દેવને,
સ્તુતિયોગ્ય તુજ દિવ્ય તેજને,
ધારણ કરીએ ભકતો સર્વે,
ધ્યાને અંતર્યામી.—૩

જ્ઞાનસૂર્ય ! તું પ્રેર અમારી,
[4]બુદ્ધિ-ચક્ષુને [5]સત્પથ વાળી,
બંધન-રાત્રિ દઇએ ટાળી,
મુક્તિ-ઉષાને પામી.—૪

૪ બુદ્ધિરૂપી આંખને. ૫ સત્યમાર્ગે.

નમસ્કાર મન્ત્રઃ

ઓં નમઃ શંભવાય ચ,
મયોભવાય ચ ।
નમઃ શંકરાય ચ,
મયસ્કરાય ચ ।
નમઃ શિવાય ચ,
શિવતરાય ચ ॥

૧૮ નમસ્કાર.

( ગજલ )

નમું સુખરૂપ શંભુને,
સદાનંદી મયોભુને;
નમું કલ્યાણ–શંકરને,
[1]સુશિક્ષાપ્રદ મયસ્કરને.

નમું મંગળકરા શિવને,
તું શિવતર [2]મોક્ષદા જીવને;
દ્રવે જ્યમ મીણ [3]દીપ કને,
નમું ગદ્‌ગદ દિલે તુજને.

૧ શ્રેષ્ઠ જ્ઞાનના દેનાર. ૨ મુક્તિદાયક. ૩ દીવાની પાસે.

સંધ્યા સમાપ્તા.

ઓં દ્યૌઃ શાન્તિરન્તરિક્ષꣳ શાન્તિઃ
પૃથિવી શાન્તિરાપઃ શાન્તિરોષધયઃ
શાન્તિઃ। વનસ્પતયઃ શાન્તિર્વિશ્વેદેવાઃ
શાન્તિર્બ્રહ્મ શાન્તિઃ સર્વꣳ શાન્તિઃ
શાન્તિરેવ શાન્તિઃ સામા શાન્તિરેધિ ॥

યજુ. અ. ૩૬ મં. ૧૭.

## ૧૯ શાન્તિયાચના.

( ગજલ )

પ્રભુ ! બ્રહ્માંડમાં શાન્તિ-
સુધાધારા વહાવી દે,
અશાન્તિ-ઝેરિલાં નાળાં,
કૃપા કરીને સુકાવી દે.

દ્યુલોકે, અંતરિક્ષે, તું
પકડ દૃઢ શાન્તિ-ચંદરવો,
જડયા રહે જ્યોતિના ગોળા;
ન ટકરાઈ કરે બળવો.

સકલ સિદ્ધિ નવે નિધિની,
ભરતીથી શાન્તિ ભુમીને દે;
[2]અતિવૃષ્ટિ, [3]અનાવૃષ્ટિ હરી,
જલશાન્તિ અમને દે.

અમોને [4]હૃષ્ટિ, પુષ્ટિથી
હો શાન્તિ અન્ન-ઔષધિએ,
ઋતુ ઋતુ શાન્તિદાયી હો
અમોને સદ્વનસ્પતિએ.

---

૧ ગ્રહો-તારાઓ ૨ ભીન. ૩ દુકાળ. ૪ હર્ષ.

નૃપો, પ્રજ્ઞો, સુશક્તિ-બુદ્ધિ-
ઉન્નતિથી કરો શાન્તિ,
જગતમાં શાન્તિદાયી બ્રહ્મ-
વિદ્યાની સરો કાન્તિ.

[૫]અનલ, [૬]અનિલાદિથી શાન્તિ,
કુજીવ-જંતુથી હો શાન્તિ;
ત્રિવિધ તાપોથકી શાન્તિ,
બધે શાન્તિ શાન્તિ શાન્તિ.

---

૫ અગ્નિ. ૬ પવન.

ઓં સ નો બન્ધુર્જનિતા સ વિધાતા,
ધામાનિ વેદ ભુવનાનિ વિશ્વા;
યત્ર દેવા અમૃતમાનશાના-
સ્તૃતીયે ધામન્નધ્યૈરયન્ત.

યજુ. અ ૩૨ મં. ૧૦

૨૦ આરતિ.

જય પરબ્રહ્મ પિતા ! પ્રભુ !
જય પરબ્રહ્મ પિતા !
પ્રાણિમાત્રના ભ્રાતા,
બ્રહ્માંડના વિધાતા,
તું જ એક [1]ત્રાતા.-જય.

૧ રક્ષણ કર્તા.

તું છો [૨]ઇન્દ્રિઅગોચર,
નિરાકાર, વ્યાપી;
શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ના
ગંધ શકે માપી૦ ૧

છબી ચિતારી તેં,
વિરાટ્—કળાવાળી,
નિરખી માનવ માને,
તુજ મહિમા ભારી૦–૨

૨ ઇન્દ્રિયથી ન જાણી શકાય એવો.

ગુનિ-મન-મોરલી માંહિ,
તેં શ્રુતિ-ગીતિ ફુંકી;
બ્રહ્મનાદ જગભરમાં,
તે જ રહ્યો ગુંજી૦-૩

ત્રણે કાળ સદ્રૂપ,
વિકૃત તું ન થતો;
સન્માર્ગે લે મુજને,
[3]અસત્યથી અળગો.-૪

---

૩ "અસતો મા સદ્ગમય."

[૪]તું છો જ્યોતિસ્વરૂપ,
તિમિર તને ન નડે;
પ્રકાશ ભર તું મુજમાં,
કર અંધાર પરે૦-૫

[૫]નિત્યમુક્ત અજ તું,
જન્મ મરણ નહિ લે;
મૃત્યુજીત કરી મુજને,
અમૃતમય કરી દે૦-૬

૪ "તમસો મા જ્યોતિર્ગમય"
૫ "મૃત્યોર્મા અમૃતંગમય."

વેદાહમેતં પુરૂષં મહાન્તમ્
આદિત્યવર્ણં તમસઃ પરસ્તાત્ ।
તમેવ વિદિત્વાતિમૃત્યુમેતિ
નાન્યઃ પન્થા વિદ્યતેયનાય ॥
યજુ. અ. ૩૧ મં. ૧૮.

## ૨૧ અનન્યાશ્રય.

( ગજલ. )

પ્રભુ ! એકજ ફકત તુજને,
પરમ ઉપાસ્ય જાણું હું;
કરી અન્યાશ્રયો [1]અસતે,
ન કલ્પિત કાંઇ માનું હું.

---

૧ અસત્યમાં.

" પુરિ "-બ્રહ્માંડમાં " શેતે "
તું તેથી પુરૂષ કહેવાયે;
પછી અપમાન તારૂં,
જો તને પાર્ણે પોઢાડું હું.

વિભુ આકાશ કરતાં પણ,
મહાવ્યાપીપણું તારૂં;
પછી તે પૂતળું તારૂં,
પૂજાવા કયાં બનાવું હું.

૨ સુવેછે.

તું પોતે સ્વપ્રકાશરૂપી,
રચક આદિત્યમંડળનો;
અજબ અંધેર તેમ છતાં,
દીવા તુજ પાસ બાળું હું.

તને બસ એકને જાણ્યે,
મરણ જન્મો તજે માનવ;
[3]કુટિલ [4]અન્યાન્ય પંથોને,
ન [5]શિવપદગામી ધારૂં હું.

3 વાંકાચુંકા. 4 બીજા ત્રીજા.
5 કલ્યાણના માર્ગે લઇ જનારા.

તેજોસિ તેજો મયિ ધેહિ,
વીર્યમસિ વીર્યં મયિ ધેહિ;
બલમસિ બલં મયિ ધેહિ,
ઓજોસ્યોજો મયિ ધેહિ;
મન્યુરસિ મન્યું મયિ ધેહિ,
સહોસિ સહો મયિ ધેહિ.

યજુ. અ. ૧૯ મં ૯.

## ૨૨ સગુણોપાસના.

( ગજલ )

પ્રભુ! તું તેજનો સાગર,
અવિદ્યા- તિમિરનો ભાસ્કર;
હું ઝંખું કમળ તુજ ખાતર,
મને તુજ તેજ દે પ્રિયકર.

પિતા ! છો વીર્ય-શકિતખાણ,
તું કર મુજ પ્રાણ વજ્રસમાન;
લડું ખુબ ફર્જ- રણમેદાન,
હણું ભય-જુલ્મકર શયતાન

મહેશ્વર ! તું અતિ બળવાન,
મને સામર્થ્ય દે તુજ મહાન;
કે કરવા જેથી પર કલ્યાણ,
કરૂં નિજ જાનને કુરબાન.

તું ઓજસ્સ્વરૂપી ભગવાન,
પરાક્રમનું મને દે દાન;
કરૂં જેથી હું એવાં કામ.
અમર થાયે જગતમાં નામ.

તું [1]મન્યુ પાપાને પાડનાર,
મને દે ક્રોધ સ્થાને સાર;
જે [2]માનવમુક્તિના હણનાર,
હું થાઉં તેમને દમનાર.

જગતધારણ-સહનસ્વરૂપી,
મને પણ દે સહનશકિત;
ગમે તેવી પડે [3]વિપત્તિ,
રહે તવ ચરણ દૃઢ ભક્તિ.

૧ ક્રોધ. ૨ મનુષ્ય જાતિની સ્વતંત્રતા.
૩ દુઃખ.

સ પર્યગાચ્છુક્રમ'કાયમવ્ર'ણ
મસ્નાવિરં શુદ્ધમપાપવિદ્ધમ્
કવિર્મનીષી પરિભૂઃ સ્વયંભૂ
ર્યાથાતથ્યતોર્થાન્ વ્યદધા-
ચ્છાશ્વતીભ્યઃ સમાભ્યઃ

યજુ. અ. ૪૦ મં. ૮.

## ૨૩ સગુણ નિર્ગુણોપાસના.

( હોરી રાગણી. )

તું આકાશ સમો ઓંકાર,
સકળ સ્થળ ભરપૂર ઇશ્વર!
સૃષ્ટિ- સરજનહાર૦-૧ તું.

અખંડ, એક, અનંત, [1]અશરીરી,
નથી લેતો અવતાર,
અભેદ્ય, અચલ, અચ્છેદ્ય, એકરસ,
[2]છિદ્ર ન કોઇ પ્રકાર.–૧

સૂક્ષ્મ, નીરૂપ તને [1]નસનાડનાં,
બંધન નહિ જ લગાર;
જન્મ, મરણ, ભય, શોકથી મુક્ત તું,
શુદ્ધ, બુદ્ધ, રહેનાર.–૨

ન્યાયી નિરંતર વળી નિરંજન,
તું સર્વજ્ઞ અપાર;
સર્વ જીવોના મનનો સાક્ષી,
વ્યાપક અંદર બહાર.–૩

આદિ કારણ માત, તાત,
ઉત્પાદક તારૂં ન થાય;
પણ સઘળાનું આદિકારણ,
તુંજ એક કિરતાર.–૪

પરમહિતાર્થ પ્રજાને અર્પ્યું,
જ્ઞાન સનાતન સાર;
સત્ય યથાવત્ શુભ વાણી તે,
ચાર વેદ મોઝાર–૫

ન યસ્ય દ્યાવાપૃથિવી અનુવ્યચો,
ન સિન્ધવો રજસો અન્તમાનશુઃ ।
નોત સ્વવૃષ્ટિં મદે અસ્યં યુધ્યત,
એકો અન્યચ્ચકૃષે વિશ્વમાનુષક્ ॥

ઋ. ૧-૪-૧૪-૧૪.

૨૪ અપરંપાર પ્રભુ.

(લાવણી.)

[1]નભવત્, વિશ્વાધાર, પરેશ્વર,
તેને જન સહુ જાણો રે;
તેનું માપ, વજન, કે મૂર્તિ,
કોઇ ન કરી શકવાનો રે.

૧ આકાશના જેવો.

સૂય, પૃથ્વી, અન્તરિક્ષથી,
ઇશનો [૨]આદ્યન્ત ન જાણો રે;
સિન્ધુ, મેઘ, કે વીજવેગથી,
પ્રભુનો પાર ન આણો રે.-૧

અણુ-અણુવ્યાપક, જગતરચક,
વળી બ્રહ્માંડનો નિયંતા રે;
પછી ક્યમ ક્ષુદ્ર પદાર્થ માટીના,
તેનો તાગ લભંતા રે?-૨

નિરાકાર, નિર્વિકાર, અક્ષર,
જગતરૂપ નહિ બનતોરે,
પણ નિજ બળથી, રચન તથા
ધારણ, લય, કાળે કરતો રે.-૩

..................................

૨ શરૂઆત ને છેડો.

ન તસ્ય પ્રતિમા અસ્તિ
યસ્ય નામ મહદ્યશઃ

યજુ. અ. ૩૨. મં. ૩.

## ૨૫ અમૂર્તબ્રહ્મસ્તવન.

(ગજલ)

ઓ બ્રહ્માકાશ! તારી ના,
પ્રતિમા કે [1]તુલા થાયે;
મૂરત, છબી, માપથી વ્યાપક-
નિરાકારી ગ્રહાયે શે?

ભુમી, જળ, તેજ, વાયુ, એ
પદાર્થો મૂર્ત [2]સાવયવી,
અખંડાનંત નભવત્ તું,
અરૂપ તે મૂર્ત ના થાયે.

---

૧ તોલ. ૨ વિભાગવાળા.

ન કોઇએ પવન, ગગનતણા,
છબી, ફોટા લીધા સુણ્યા;
ગગન કરતાંય સૂક્ષ્મ વિભુ,
મૂરતિ સ્થૂલે મપાયે શે?

તહારા ઓમ્ નામ તણો,
[3]યશો-મહિમા શ્રુતિ ગાયે;
[4]પ્રણવ તુજ ધ્યાન ધરવાથી,
પરમ તુજ ધામ મેળાયે.

૩ કીર્તિ-મહત્તા. ૪ ઓંકાર.

દૃતે દૃँહ મા મિત્રસ્ય મા ચક્ષુષા,
સર્વાણિ ભૂતાનિ સમીક્ષન્તામ ।
મિત્રસ્યાહં ચક્ષુષા
સર્વાણિ ભૂતાનિ સમીક્ષે
મિત્રસ્ય ચક્ષુષા સમીક્ષામહે ।।

યજુ. અ. ૩૬ મં. ૧૮.

## ૨૬ ક્ષમતા પ્રાર્થના.

(આશાવરી)

પ્રભુ ! હું માં ક્ષમતા એવી ઉતાર,
નસાડ અહંતા [1]હૃદ્દ- હદપાર,
જેથી થઉં દુનિયાનો દોસ્તાર.-પ્રભુ

[1] હૃદયની હદ બહાર.

કરૂં નહીં હું દ્રોહ કોઇથી,
ઈર્ષા ન અહંકાર,
કરે કોઇ મુજ દ્રોહ તેનું યે,
મંગળ ચહું સંસાર.-૧

વિશ્વપ્રેમના વીજવેગને,
સિંધુ ન હો રૂંધનાર;
ખાસ ભુમીખંડનું ઘમંડ,
ન વર્ણ રંગ નડનાર.-૨

મારા કોઇ થાય ન થાય,
હું થઉં પરાર્થ ખુવાર;
પતંગ તો બળશે દીવે,
છો દીપને નહિ દરકાર -૩

માથું કાપી જગઓસીકે,
મુકવા થઉં તૈયાર;
"ખુંચે અમને" કહી ફેંકે,
એ ભલે ભલો સંસાર.-૪

ફૂટબોલ જેવોજ સહનશીલ,
બનાવ મુજ અવતાર;
પરને રમવા દમમાં દમ રહેતે,
ઝિલું લાત પ્રહાર.-૫

જગને સુવા ફૂલ હઉં,
તે છો ઘે કાંટા વાડ;
જીસસ, મંસુરવત્ શૂળીયે ચડી,
કાઢું સ્વસ્તિ-ઉદ્‍ગાર.-૬

સત્ય-સિન્ધુને મથી,
જગતને પાઉં અમૃતસાર;
સોક્રેટીસ, દયાનંદ-અમને,
ભલે મળે વિષજ્વાળ.-૭

હે મુજમાં બળ કે સત ખાતર,
ગળે પડે તલવાર;
તોય ઓં શાન્તિ શાન્તિ શાન્તિ,
કહી કરૂં પ્રાણુ ઓવારૂ૮!

સહનાવવતુ સહનૌ ભુનકતુ
સહ વીર્યં કરવાવહૈ
તેજસ્વિનાવધીતમસ્તુ
માવિદ્વિષાવહૈ ॥

## ૨૭ વિશ્વમૈત્રી.

(હવે મને હરિ નામથી નેહ લાગ્યો.)

કૃપા કર ઇશ્વર!
દૈવી ઉદારતા હું પામું,
અંતરની ક્ષુદ્રતા શામું રે.–કૃપા
વિશ્વ આત્મત્વ જાતિ સાથે
હું પ્રેમ બાંધુ,
મમત્વ એક દેશી થાંભું;
પૂર્વ-પશ્ચિમવાસી,
ઉત્તર-દક્ષિણ દિશી,
સૌથી સંબંધ [1]સેતુ સાંધું રે–૧

..................

૧ પુલ.

મારો આટલોજ દેશ,
મારી આટલીજ કોમ,
ક્ષુદ્ર વિચાર દૂર ત્યાગું;
કાળાં ધોળાંના ભેદ,
વર્ણ ને ખંડ છેદ,
બ્રહ્મત્વમાં ભૂલી ભાંગું રે.–૨

ઈર્ષા, વિદ્રોહ, સ્વાર્થ,
લઘુતા ત્યાગી,
તારા વૈદિક [૨]આદેશને સ્વીકારૂં;
"મિત્રસ્યાહં ચક્ષુષા સર્વાણિ,
ભૂતાનિ સમીક્ષે" ધારૂં રે –૩

૨ આજ્ઞા.

"આ મારૂં આ પરનું"
આવી ગણના એ તો,
પામર પ્રાણી તણી જાણું;
ઉદાર મનના માનવ માફક,
કુટુંબ-[3]વસુધા માનું રે.–૪

સર્વે સંગાથ મળીએ,
સાથે સૌ ખાયેં, પીયેં,
ધરીએં સામર્થ્ય સાથ સારૂં;
તેજસ્વી જીવન કરીએં,
જ્ઞાની વિજ્ઞાની થઇએં,
ટાળીયેં દ્વેષનું અંધારૂં રે.–૫

૩ પૃથ્વી

## ૨૮ નિવેદન.

( ગજલ )

પ્રભુ ! તારા [1]કદમમાં છે,
નિવેદન આટલું મારૂં;
દિલી કમજોરીઓ મારી,
હરી સામર્થ્ય દે સારૂં.

ન મુજ અંતઃકરણમાંથી,
હો ક્ષણ પણ વિમસ્મરણ તારૂં;
હું તારી [2]ધૂરીને વશ રહી,
ચલાવું જીંદગી-ગાડું.

સદાચરણ-રણમાંથી સદા,
ચરણ મરણાંત ના ચળવું;
સુખો દુઃખોની વર્ષા-ધૂપ,
સમતા-છત્રીથી જીરવું.

---

૧ પગ. ૨ ધૂંસરી.

બજવતાં નિજ ફરજ ધર્મો,
ન હો રજ ગરજ બદલાની;
ન રાખો હાથ કંઇ જાણે,
ક્રિયા કીધેલ જમણાની.

હું સંપતિ, સંતતિ કીર્તિ,
ત્રણેની [3]એષણા ત્યાગું;
ઉપાધિના [4]ઉદધિયો એ,
ન તેમાં ડૂબવા માગું.

---

૩ તૃષ્ણા. ૪ દુ:ખ ચિંતાના સાગરો.

અભિમાની ઘમંડીની,
ન પરવા લેશ લાવું હું;
અન્યાયી જુલ્મોની સામે,
ન ઘુંટણુ, શિર, ઝુકાવું હું.

હું ઐચ્છિક દીનતા માગું,
ઉચ્છૃંખલ લાલસા ત્યાગું;
જગત જે સ્વપ્ન લઇ ઉંઘે,
હું તે મૂઢ ભાવથી જાગું.

---

૫ ઇચ્છા પૂર્વક.

## ૨૯ *દેશાદર્શપ્રાર્થના.

( ગઝલ )

હૃદય ભયશૂન્ય જ્યાં રહેતાં,
સ્વતંત્રાં શિર ઉંચાં રહેતાં;
જહિં જ્ઞાને અને તર્કે,
પુરાં સ્વાતંત્ર્ય છે મળતાં.

ન [1]કૂપ-મંડૂકના જેવી,
બધી દુનિયા મનાતી જ્યાં;
ઘરોની સાંકડી ભીંતે,
કુંડાળે ના સમાતી જ્યાં.

* (૨૯ થી ૩૨ ચાર કાવ્યો કવીન્દ્ર રવીન્દ્રની ગીતાંજલિમાંથી સ્વચ્છંદ ભાષાંતર છે. એમાં જો કંઇ દોષ જણાય તો તે મારા છે.)

૧ કુવાનાં દેડકાં જેવી.

દિલી સચ્ચાઇની ગંગા,
વહાવે વચન-ધારા જ્યાં;
સદા યત્ન-પ્રવાહ ફળી,
[2]અપ્રતિહત દશદિશેધાતા.

વિચારોનાં વિમળ સ્ફુરણાં,
કલમ ને વાણીનાં ઝરણાં;
ન રૂંધ્યાં જ્યાં રૂંધાય કદી,
સુકી રૂઢિ-રેતીના રણમાં.

જહિં [3]પુર જ્ઞાન-[4]પૌરૂષમાં,
રહે સુરનર સદા મથતા;
તું મારા દેશને એ,
દિવ્ય સ્વાતંત્ર્યે જગાડ પિતા.

---

૨ ન રોકી શકાય એવા. ૩ પુર્ણ.
૪ પુરૂષાર્થ.

## ૩૦ શુદ્ધ સંકલ્પ.

(હરિગીત.)

હું પ્રાણજીવન! જાણું કે,
શુચિ સ્પર્શ તુજ, મુજ અંગપર;
તેથી પ્રયત્નો કરી રાખીશ,
મુજ શરીર [1]પવિત્રતર.

[2]ચિદ્રૂપ-તેં મુજ મનદીવીમાં,
પ્રકટી પ્રજ્ઞા-રોશની;
એ જાણી દૂર કરીશ દિલથી,
[3]તમો-ધુમ્મસ જૂઠની.

---

૧ વધારે સાફ. ૨ જ્ઞાનસ્વરૂપ.

હું જાણું કે તુજ અચલ બેઠક,
  મુજ હૃદય-સિંહાસને;
તેથી હું પલટું [4]વૈર-વેરાનો,
  પ્રીતિનંદન વને.

માશં બધાં સત્કર્મમાં,
તુજ પ્રેરણાબળ છે વિભુ!
એ જાણીને હર કામમાં,
મહિમા મનાવીશ તવ; પ્રભુ!

૩ તમોગુણી અંધારી ધુંમસ. ૪ વેરનાં સૂકાં રણોને
પ્રેમનાં નંદનવનમાં ફેરવી નાખું.

## ૩૧ દિલી આજીજી.

(સવૈયા-હુમરી)

જ્યારે મારી જીવનવેલી
સુકાય નીરસ થઇ ભગવન્!
ત્યારે તેના પર વરસાવો,
કરૂણાંધારા [1]કરૂણા ઘન!

જીવનવેલીના પુલમાંથી,
થાય જયેં માધુર્યવિનાશ;
સ્વર્ગીય ગીતામૃત વરસાવા,
આવો ત્યારે મારી પાસ.

૧ દયામય વાદળ!

જ્યારે ઉછળે કોલાહલમાં,
ઉપાધિના ઉદધિ ચઉદિશ;
ત્યાંસુધી કે તેનાથી હું,
ગભરાઈ પાડી ઉઠું ચીસ.

તે વખતે હે શાન્ત-સ્વરૂપ,
જરૂર સ્મરણમાં લાવો દાસ;
મુક્તિ શાન્તિની પાંખ પસારી,
[2]હંસ! પધારો મારી પાસ.

૨ બ્રહ્માત્મન્!

જ્યારે મારૂં [3]કૃપણ હૃદય,
થઈ દીનહીન ખુણે સંતાય;
ત્યારે રાજન્! દ્વાર ઉઘાડી,
આવો રાજ [4]સમારંભ માંહ્ય.

જ્યારે મળમાયાથી તૃષ્ણા,
અંધ કરી દે મારૂં મન;
ત્યારે પ્રકાશ, વજ્ર સહિત,
આવો હે શુદ્ધ! વિબુધ! ચૈતન્ય!

3 હીચકારૂં. ૪ રાજાના ભભકામાં.

## ૩૨ દીનદયાળુનું દર્શન.

( ગજલ )

ભજન, માળા, પૂજન, ચાળા,
મુકી દે એક કોરે તું;
ખુણામાં બંધ બાર કરી,
દહેરે પૂજ કોને તું ?

તું તારી આંખ ખોલી જો,
ખરૂંજ રહસ્ય ખોળી જો;
તું સામે જેમને ભજતો,
નથી તે બ્રહ્મ; પણ બીજો.

પ્રભુ છે ત્યાં જહિં ખેડુત,
સખત ધરતી શ્રમે ખેડ;
પ્રભુ છે ત્યાં જહિં રસ્તે,
મજૂરો પથ્થરા તોડે.

[1]પ્રખર તાપે ને વરસાદે,
પ્રભુ એ રાંકડાં સાથે;
ધુળેથી મલિન કપડાંમાં,
રહ્યો છે નાથ એ માથે.

ઉતારી કીંમતી કપડાં,
અહંભાવો તજી દૂરે;
તું આવી જા પ્રભુ પેઠે,
ભૂમીપર જે ભરી ધૂળે.

.................................

૧ ઉગ્ર, ખુબ.

ઓ મુક્તિ ! શે મળે મુક્તિ ?
પ્રભુએ પણ લીધી ખુશીથી,
જગત-રચના તણી [2]સ્વીકૃતિ,
સદા બંધાય આપણથી.

તજી દે ધ્યાન ને પુલપાન,
ચિરાયે વસ્ત્ર છો હો [3]મ્લાન;
નથી તેમાં કંઇ નુકસાન,
[4]સબબ, મળશેજ ત્યાં ભગવાન.

---

૨ કબુલાત. ૩ મેલાં.
૪ કારણ કે.

## 33 વિયોગ-વેદના.

( ગજલ )

અકેલો આવતો' તો કાન્ત,!
તને હું ભેટવા એકાન્ત;
હતી મધરાત ને ઘન 'ધ્વાન્ત,
જણાતું'તું બધુંયે શાન્ત.

અચાનક ત્યાં થયો હુંકાર,
પ્રકટ થ્યા સાથમાં જણબાર;
મને કૂહે "જયાં તું છો જાનાર,
તને ઝટ લઇ અમે જાનાર".

---

૧ ઘેરૂં અંધારૂં, અથવા મેઘાંધકાર.

ઉભા જયમ હોય તાબેદાર,
ગણ્યા મેં સફર [2]સાથીદાર;
ન કિન્તુ કળી શકયો હું ગમાર,
કે એ ચોરના સરદાર.

જગાવી રોશની એકે,
બીજે [3]સૌરભ, પવન નાખ્યો;
અન્યોએ ગાઈ, રસ પાઈ,
મને સંમોહમાં ફેંકયો.

ધર્યો મોહક રથે મુજને,
સુખે હું પણ સુતો ભરૂસે;
કે થઇ ગ્યા સ્વાર મુજપર એ,
મને બાંધ્યો સજડ બંધે.

---

૨ મુસાફરીના સોબતી. ૩ સુગંધિ.

હું જાગી જોઉં છું તો ક્યાં,
જવું'તું ક્યાં લઇ ગ્યા એ!!
લુટાઇ મુક્ત થયો પરવશ,
કરાવે જેમ તે ચાહે.

હવે તુજ વિરહ મુઝાડે,
ફક્ત સત્યાગ્રહજ કરવા;
આ શયતાનો દિયે
તે ખાન, પાન, ન ભોગ ભોગવવા.

કુદી પડવું આ રથમાંથી,
ને નાસી છૂટવું હ્યાંથી;
પછી ઓં ઓં પુકારીને,
તને હુંઢું ગમે ત્યાંથી.

## ૩૪ મને માલૂમ ન્હોતું !

( ગજલ પહાડી )

એ મા ! તું પાસ હતી,
એ મને માલૂમ ન્હોતું;
જિગરનો વાસ હતી,
એ મને માલૂમ ન્હોતું.

તને જોવા ફરી ફરી એ,
બહાર ફાંફાં મારતી'તી;
તું રોશનીં કીકીમાં હસતી,
મને માલૂમ ન્હોતું.

હતું ઉડતું તું કાજે,
મનઃ મારૂં ખૂબ દૂરે;
પરંતુ પાંખ તું મનની,
મને માલૂમ ન્હોતું.

હતા પ્રાણો ઉછળતા,
બહાર તુજને ભેટવાને;
ધમણુ એની તું ધમનારી,
મને માલૂમ ન્હોતું.

કહાણી તારી સુણવા,
કાન મારા દૂર ધાતા'તા;
તું કાન-વિમાનમાં બેઠી,
મને માલૂમ ન્હોતું.

વાણી મારી તને ઉંચે-
શ્રુતિ-ગીતે પુકારતી'તી;
તું વાણી-[1]બીન બજાનારી,
મને માલૂમ ન્હોતું.

થઇ [2]દેદારની [3]આંખી,
[4]તયેં સૌ ભરમ આ ભાંગ્યો;
અહાહા [5]"તત્ત્વમસિ" વ્હાલી,
મને માલૂમ ન્હોતું.

........................................................

૧ વીણા. ૨ સ્વરૂપ ૩ દર્શન.
૪ ત્યારે. ૫ તે તું છો.

## ૩૫ હું ફોકટ ઢુંઢતો'તો.

( ગજલ. )

જ્યોતિમાં જ્યોતિ બળતી'તી,
હું ફોકટ ઢુંઢતો'તો;
સાફ પરદામાં સ્પષ્ટ હતી,
હું ફોકટ ઢુંઢતો'તો.

ભર્યો ભરપૂર સામે,
સુધારસથી શાન્ત સાગર;
પીવા પાણી ત્યાં તૃષિત
મત્સ ફોકટ ઢુંઢતો'તો.

ઉભો સાકર તણો એ,
પહાડ પૂર્ણ મીઠાશવાળો;
મકોડો ત્યાં ભૂખે મરતો,
હું ફોકટ ઢુંઢતો'તો.

મધુરી કસ્તુરીની ભભક,
ભીતર મ્હેકતી'તી;
જંગલમાં બ્હાવરો મૃગલો,
હું ફોકટ ઢુંઢતો'તો.

કિરણ–સંળીથી સુધાકાન્તિ,
કીકીમાં આંજતો ભાનુ;
તિમિરમાં તેજ જોવા,
ઘુડ હું ફોકટ ઢુંઢતો'તો.

બધામાં વ્યાપી તું જડ ચેતને,
જળ, સ્થળ, ફુલે, ફળમાં;
કિંતુ હું મૂઢ પત્થરમાંજ,
ફોકટ ઢુંઢતો'તો".

છુટયો અજ્ઞાનનો પરદો,
જનેતા ભેટી મુખ મલકી:
" હું તારી પાસ છું બેટા,
તું ફોકટ ઢુંઢતો'તો."

## ૩૬ વિરહવ્યથા.

(સોરઠ મલ્હાર)

પ્રીતમજી મારા ક્યાં સંતાયા રાજ!
રે હો પ્રીતમજી!
પ્રભુ રે પ્રીતમજી! વિભુ રે પ્રીતમજી!
મને ક્યાં મળો હોજી?

શોધી શોધી થાકી મારી આંખ,
રે ઓ પ્રીતમજી!
સૂક્ષ્મદર્શકથી, દૂર–દર્શકે,
નજરે ક્યાં પડો હોજી?

અનલ[1] જલે, ભૂ, પાતાલ,
રે ઓ પ્રીતમજી!
વાયુ, આકાશે, નક્ષત્રપ્રકાશે,
મને ક્યાં જડો હોજી.

---

૧ અગ્નિ.

પૂછ્યું પૂરી વિજળીને તાર,
રે ઓ પ્રીતમજી!
"ક્યાં છે એ દિલબર"
ધ્રુજી બોલી "ન ખબર"
મને કાં ભમાવો હોજી.

ઉડ્યો અંતરિક્ષે લઇ વિમાન;
રે ઓ પ્રીતમજી,
[૨]બરકયા "ઓ! ક્યાં છો?"
પડછંદો–"ઓ ક્યાં છો?"
મને ના લજાવો હોજી.

ઢુંઢયાં મંદિર,મસ્જીદનાં સ્થાન,
રે ઓ પ્રીતમજી;

૨ બોલાવ્યા.

દેવળ ને ચર્ચો, મક્કા ને તીર્થો,
મને ક્યાં ઘુમાવ્યો હોજી.

પતંગ થઇ બેઠો ભાણ,
રે ઓ પ્રીતમજી;
બન્યું પરમાણું [3]ખમ,
અહંબ્રહ્મ, શિવોહમ,
કહી ફોક પુલાયો હોજી.

મથી મથી પ્રાણો આવ્યા વાજ,
રે ઓ પ્રીતમજી;
હવે ઝટ પધારો,
વિરહે ન મારો,
મિલનાનંદ આપો હોજી.

3 આકાશ.

## ૩૭ દેદારની ઝંખના.

( માઢ રાગ )

દેખાડી દે તુજ દિવ્ય દેદાર,
તારો ફોટો લેવા દે લગાર;
ઇશ્વરી, આવ્યો હું તારે દ્વાર,
કરવા સ્વરૂપ–સાક્ષાત્કાર.

( સાખી. )

મુજ ઉર-કેમેરા તણો,
સજ્યો અનુપમ સાજ;
આત્મ-પ્લેઇટ વિમળી મળી,
તને વિરાજવા કાજ.–૧

ખોલ ઘુંઘટપટ અટપટો,
મિષ્ટ [1]મીટ ક્ષણુ માંડ;
કોડો અંધાં વર્ષમાં,
એ ઉજ્જ્વળ પળ [2]માંડ-૨

કીર્તિ તુજ ખુબસુરતીની,
તુજ શ્રુતિ-દૂતી ગાય;
જગશ્રુતિનો [3]શુક-અતિથિ આ
રતિથી [4]રવવા ચાહ્ય.-૩

ભાવિક ભકતો હઠવતાં,
આ તુજ માયિક લાજ;
થાકયા 'નેતિ નેતિ' કહી,
અંતે આવ્યા વાજ.-૪

---

૧ નજર. ૨ ભાગ્યેજ. ૩ પોપટ.
૪ ગાવા.

'નેતિ નેતિ' નિરાશમાં,
થઇ દુનિયા હેરાન;
હવે દઇ દર્શન મને,
કર કે મેરા ધન્ય.-૫

ઇન્દ્રિય-છિદ્ર બીડી રૂંધું,
બાહ્ય ચમક સંચાર;
[5]આંતર્ગુહ યૌગિક જળે,
ધોઇ કરૂં વિકાસ.-૬

૫ હૃદય ગુફામાં.

આત્મ–પ્લેઇટ ફોટાતણું,
તારૂં ઓઇલપેન્ટ;
કરશે કવિતા–કામિની,
રાખી પૂરણ ખંત–૭

ઇશ્વરી! તુજ છબીની છટા,
છક કરશે સંસાર;
છુટશે માયાના છકા,
જે કરી રહી તુજ આડ.–૮

પરમાનંદી સ્વરૂપ તુજ,
જો કંઇ પ્રસિદ્ધ થાય;
તો દેખી દીન દુનિયા,
માયાથી છુટી જાય.–૯

## ૩૮ પ્રભુ મેઘને.

( ગઝલ )

મધુરા મેઘલા પ્રભુજી,
[1]મત્સની દાદ સાંભળજો;
અધમ ખાબોચિયાં-તનમાં,
તરફડું ભાળ ઝટ લેજો.

ત્રિવિધ તાપોની ગરમીથી,
બધો રસ કસ સુકાયો છે;
સડેલા ભ્રષ્ટ કીચડમાં,
કંઠે પ્રાણ આવ્યો છે.

થથરૂં છું કાળ–બગલાથી,
[2]કયેં આવે કયેં ઝાલે;
[3]દયાઘન! આપ વિણુ આ વખત,
દીનને કોણ સંભાળે?

---

૧ માછલાંની. ૨ કયારે.
૩ દયારૂપી મેઘ!

પ્રસિદ્ધ સંબંધ મીન-જળનો,
સહે ન વિયોગ ક્ષણુ ભરનો;
હવે ન કસોટીમાં ફળ હો,
વિલંબ કરો નહિ પળનો.

કરો [4]આશ્વાસના-ગર્જન,
સુદૃષ્ટિ-વીજ ચમકાવી;
કરૂણા-વૃષ્ટિ વરસાવી,
હિયો સૃષ્ટિને નવરાવી,

ખસેડો બદ્ધ [5]પલ્વલથી,
મિલાવો શુદ્ધ સાગરથી;
અનંત જળે રહું સુખથી,
ન જ્યાં ભય, તાપથી [6]બગથી.

---

૪ દિલાસારૂપી ગર્જના.
૫ બાંધેલા ખાબોચિયાંમાંથી.
૬ બંગલાથી.

## ૩૯ બ્રહ્મ ભ્રમરને નિમંત્રણ.

( રાગ રામગરી. )

હૃદય કમળ મારાં ઉઘડી રહ્યાં છે,
બ્રહ્મ ભ્રમરજી ! પધારો રે;
રૂડા જ્ઞાન ભૃંકાર ગુંજારોરે,
પ્રણવોમ્ નાદ લલકારો રે.

વૃત્તિ-પાંખડી [1]કર કરી પહોળા,
આલિંગવા આરાધે રે;
[2]આત્માંજલિમાં [3]જીવન-અર્ઘ્ય,
પ્રાણના પરાગો છાંટે રે.

---

૧ હાથ ૨ આત્મારૂપી ખોબામાં.
૩ જીવનરૂપી જળ.

તમ ભણકારે મીટ માંડે રે,
કંઇ સ્વરૂપ સમાધિ સાધે રે;
શુદ્ધ [4]શરીર-સરે-
[5]ઇન્દ્રિય-કલ્લોલ શાંતિમાં ભાળોરે.-૧

હું ખીલ્યું છું આપય ગુંજી,
મિલનમનોરથ પૂરો રે;
ખરી જઇશ કંઈ અધવચ તો,
રહી જાશે નાથ! અધૂરોરે.

મને કંઇ યોગ્ય ના ધારોરે,
તો ચરણે ચાંપી ઉદ્ધારોરે;
જ્યોતિ-કિરણ-ચરણામૃતથી,
મુજ અમર થશે જન્મારોરે.-૨

---

૪ શરીરરૂપી સરોવરમાં.
૫ ઇન્દ્રિયરૂપી મોજાં-તરંગો.

## ૪૦ આત્મ ભ્રમરને.

( પદ્દોને પોપટ રાજા રામનામ. )

ગુંજોને આતમ ભ્રમરા! ઓં નામ,
બહુ બહુ વારે સમજાવ્યા;
તોય ભ્રમરિયા ચક્રમાં,
ભૃં ભૃં શબ્દો ગુંજાવ્યા૦-ગું.

આ રે [1]ભવ-વેરાનમાં,
કહોને કયાં ઉડી ધાયા?
શરીર-થોરને ઝાંખરે,
ભૂલી ભટકી લોભાયા.-૧

[2]ચતુષ્ટય-કાંટાની વાડમાં,
કહો શું જોઇ ફસાયા;
મળકણુ ત્યાં બહુ ઉડતાં,
[3]પરાગ સમજી ખેંચાયા.-૨

---

૧ સંસાર. ૨ મન, બુદ્ધિ, ચિત્ત, અંહકાર.
૩ ફુલનાં રજકણો.

વિષયોને વંટોળિયે,
ભૂરે હાલે અફળાયા;
આવોને ભ્રમરાજી મારી પાછળે,
તજવું આ [4]તમ માયા.-૩

ઉડોને ઉડોને અંતરાકાશમાં,
બાગ ત્યાં છે સજેલો;
વચમાં તમારૂં પ્યારૂં [5]હૃદ્ કમળ,
વાસ લેજો મજેનો.-૪

અખંડ જ્યોતિ ત્યાં ઝળહળે,
નહિ બીડાવાનો વારો;
તેરે કમળમાં લપટીને,
લ્યો [6]સૌરભ સ્વર્ગ ચારો.-૫

૪ તમારી ૫ હૃદય કમળ.
૬ સુગંધિરૂપી દિવ્ય ખોરાક.

## ૪૧ માનો પ્રતાપ.

( નામ જપી લે તું પ્રાણુ. )

તારો એ માત! પ્રતાપ,
અજબ છે તારો એ માતા;
ભલભલી શક્તિ ત્યાં 'મ્હાત,
ગજબ એ તારો વિધાતા.

(સાખી.)

તારા ભયથી સૂર્ય આ,
પાડી રહ્યા પ્રકાશ;
થરથર વિજળી રહી ધ્રુજી,
ઘુમે ચન્દ્ર, તારલિયા આકાશ -૧

---

૧ તાબે.

માયા હજુરી થઈ ઉભી,
હાથ જોડીને પાસ;
જેમ મદારણુ- દોરીમાં,
કરે મર્કટી લીલા રાસ.-૨

હુકમે પૃથ્વી રહી ફરી,
*તેડી સિંધુ-સુત કેડ;
નહીં, સરવરના અર્ધ્ય દે,
અર્પે ફળફુલ રત્નોની ભેટ.-૩

૨ સમુદ્રરૂપી પુત્રને કમરપર તેડીને.

તારા નયનકટાક્ષમાં,
ગુલામ થઇ ગયો કાળ;
રહ્યા રમાડી ગોદમાં,
તારૂં સર્જેલું [3]બ્રહ્માંડ બાળ.-૪

નાસ્તિક, દુષ્ટો, જુલ્મીઓ,
સૌ ત્યાં પામે ત્રાસ;
તુજ રૂવાફથી છટકવા,
કયા રાવણ, સીંકદરની વિસાત.?-૫

પણ પુણ્યાત્મા ભક્તને,
તારો એજ પ્રતાપ;
રૂચે જેમ કમળદિલે,
ઉષાના સુત-સૂર્યનો તાપ.-૬

૩ બ્રહ્માંડરૂપી બાળક.

## ૪૨ નિરાકારની સાકાર લીલા.

(ગજલ)

પ્રભુ! આશ્ચર્યમય તારી,
જગત-રચના-લીલા સારી;
નિરાકાર-સ્વરૂપે તું,
કરે સૌ વિશ્વ સાકારી.

" ન થા સાકાર જ્યાંસુધી તું,
રચી શકતો નથી દુનિયા "
કહે છે એમ લોકો જે,
ન જાણે શક્તિ તુજ ભારી.

યદિ સાકાર કંઇ રચવા,
જરૂર સાકારની પડતી;
(તો) તને સાકાર ઘડવાને,
ભલા કોની જુમ્મેવારી.?

"યદિ તુજ સર્વ શક્તિથી,
તું થયો સાકાર" એમ કહે;
શું તો તુજ તેજ શક્તિથી,
ન દુનિયા આ રચાનારી. ?

જનનીના ગર્ભમાં શિશુને,
ઘડે કયો હાથ સાકારી ?
પ્રકૃતિ-ગર્ભે ત્યમજ વ્યાપી,
સજે બ્રહ્માંડબાલ; હરિ.

શરૂમાં ના હતી સૃષ્ટિ,
થયો સાકાર શેમાંથી ?
[1]ભૂ, પાણી તેજ વિણુ તે કયાં,
ઉભો બેઠો નિરાધારી ?

---

૧ પૃથ્વી.

પરમઅણુ, ગગન, સૂક્ષ્મ, મહાન,
બની જેના વડે આ [2]જહાન;
અણુ, નભ, પવન ગ્રહવાને,
ન ફાવે સ્થૂળની [3]કારી.

ગતિમાં મૂકતી સ્થૂળને,
વિદ્યુત્-શક્તિ નિરાકારી;
નીરૂપી ગુરૂત્વાકર્ષણ,
ચલાવે દ્રવ્ય સંસારી.

[4]અદેહી સૂક્ષ્મ જીવ છતાં,
ક્રિયા દે દેહને મહીંથી;
ત્યમજ બ્રહ્માંડના આત્મન્,
લીલા તેં તારી વિસ્તારી.

૨ દુનિયા. ૩ યત્ન. ૪ નિરાકાર.

## ૪૩ પ્રભુ નહિ દેખાવાનું કારણ.

(ગજલ)

અતિશય પાસ હોવાથી,
પ્રભુજી નજર ના આવે;
વિના મળશુદ્ધિ, યોગક્રિયા,
ન [1]સાક્ષાત્ ઇન્દ્રિથી થાયે.

નયનનાં જેમ અંજનને,
નયન નહિ દેખવા પામે;
[2]ધ્વનિ, [3]ઉર–[4]રક્ત નાડીના,
ન કાનો સૂણવા પામે.

---

૧ પ્રત્યક્ષ. ૨ અવાજ. ૩ હૃદય.
૪ લોહી.

શરીર-જઠરાગ્નિની ગરમી,
ત્વચા ના અનુભવી શકતી;
સુગંધિ નાક અંદરની,
ન તેને નાસિકા ગ્રહતી.

રહે જ્યમ [6]કાષ્ઠમાં અગ્નિ,
તલે તેલય, દુધે માંખણ;
પ્રભુ તેમજ બધે વ્યાપક,
[7]મથનયોગે દિયે દર્શન.

---

૫ ચામડી. ૬ લાકડામાં.
૭ યોગ ક્રિયાનાં વલોણાથી.

## ૪૪ કબીરના અવતાર વિચાર.

(કાલીંગડો, આશા, હોરી વિગેરે.)

જગમાં જીવ તે આવે જાય,
નહીં તે પરબ્રહ્મ કહેવાય.-જગમાં.

કાળતણો પણ કાળ,
ન તેનાં જન્મમરણ કહિ થાય;
પરિપૂર્ણ નભવત્ વ્યાપક તે,
કયાં આવે કયાં જાય?-૧

નિર્વિકાર તે "[1]મછ, [2]કછ," થઇ,
ન કરે શંખાસુરઘાત;
દયાળુને નહિ દ્રોહ કોઇનો
ન શત્રુતા કો સાથ.-૨

૧ માછલું. ૨ કાચબો.

નિરાકાર, સર્વાધારપણે,
કરે [3]ધરણી ઉદ્ધાર;
પણ તે ખાતર થયો "[4]વરાહ"
એ કલ્પિત વાત અસાર.-૩

અખંડૈકરૂપ તે "નૃસિંહ" થયો,
એમ કોણ જોનાર?
થંભ ફાડી હિરણ્યાકુશ માર્યો,
વૃથા એ [6]વાગ્-વ્યવહાર.-૪

સદ્રૂપ-ઇશ તે છળી-"વામન" થઇ,
ભિખે ન [7]બળીથી માયા;
વિવેકહીણ મનુષ્યે ભૂલી,
પ્રભુમાં દોષ લગાડયા૮-૫

---

૩ પૃથ્વીને ઉંચકવી તે. ૪ સુવર.
૬ વાણી. ૭ બળી રાજા.

"પરશુરામે" હણ્યા ક્ષત્રિયો,
વળી "રામ" થી ઝગડયા;
ઇશ્વરથી ઇશ્વર બાઝયા,
એ જન અજ્ઞાની બબડયા,-૬

નિષ્કામે નહિ પરણી સીતા,
જળે ન પથરા બાંધ્યા;
જગત્-પિતાને દશરથસુત,
માને તે બુદ્ધિ વંધ્યા.-૭

અજ, ^૮વીતરાગે મથુરા જન્મી,
મામો કંસ ન માર્યો;
સર્વજિત્ તે જરાસંધથી,
ડરી, ન ભાગ્યો, હાર્યો.-૮

---

૭ દાન. ૮ રાગરહિત.

[9]સ્વપ્રતિપાદિત વેદ, યજ્ઞનું,
　　બ્રહ્મ ન ખંડન કરતો;
પોતાને પણ ખંડે એવો,
પ્રભુ ન "બુદ્ધ" થઇ ફરતો.-૯

[10]ભાવી સ્વપ્નાં "નકલંકી" નાં,
　　કોણે જાણ્યાં જોયાં?
દશ અવતારની લીલામાં,
　　બ્રહ્મજ્ઞાન માનવે ખોયાં.-૧૦
(કબીરના શબ્દ ૮ પરથી)

૯ પોતે સિદ્ધાંતમાં સ્થાપેલ એવું.
૧૦ ભવિષ્યનાં.

## ૪૫ અપરાધની ક્ષમાયાચના.

(રાગદેશ)

મુજ મૂર્ખતણા અપરાધ,
માફ કરજે હરિરે !
મેં તુજપર દોષ અગાધ,
દીધા બુદ્ધિ હરીરે.–મુજ.

વેદોપનિષદ્જ્ઞાન ન ધાર્યું,
ત્યાં [1]વર્ણિત તુજ સ્વરૂપ ન ભાળ્યું;
મિથ્યા પુરાણ–કલ્પિત તને લીધો હરીરે.–૧

---

૧ વર્ણવેલું.

"પ્રજાપતિ" કહી તને બનાવ્યો,
પુત્રી સાથે કામી ઠરાવ્યો;
અલંકાર એ "ઉષા સૂર્ય" નો [2]વિસ્મરીરે.-૨

પૃથ્વી, વાયુ, જળ, નભ, ને [3]પાવક,
એ સૌ વિશ્વે "વિષ્ણુ" વ્યાપક;
કહ્યો તે તને "વૃન્દા" ના સતનો [4]હરીરે.-૩

"રૂદ્ર" દંડદાતા દુષ્ટોનો,
"શિવ" કલ્યાણ કરી જીવોનો;
"મોહિની, ભીલડી" પૂંઠે લીધો વિષયી કરીરે.-૪

૨ ભૂલીને. ૩ અગ્નિ
૪ હરનારો.

"કૃષ્ણચંદ્ર યોગેશ્વર" જેની,
કીર્તિ, ગીતા ભારતે મજેની;
તને તે નામે લંપટ, ચોર લીધો ગણીરે.-૫

સર્વ શકિત, પૂરણ ગુણ ચેતન,
અનાદિ, અનંત નિત્ય, સનાતન;
તેવા તુજને પૂજ્યો મેં પ્રતિમા કરીરે.-૬

વામન લહી છળ, કપટી, કહાવ્યો,
રામ લહી સ્ત્રી કાજ રડાવ્યો;
દીધાં પામર જીવ કર્મો તુજમાં ભરીરે.-૭

હવે તજી મતિ આ અવિચારી,
ખરી બ્રહ્મ-વિદ્યાજ વિચારી;
મહિમા તારો જાણી,
રહ્યો ઓમ્ ઓમ્ સ્મરીરે.-૮

## ૪૬ અવિદ્યાની અસર.

(રાગ કાફી હોરી)

પ્રભુ! મને ઘોર અવિદ્યા વળગી,
નથી કેમે કરી થાતી અળગી.–પ્રભુ.

અનિત્યને નિત્ય કરી ભણુવે,
શુદ્ધ મલિનને મનવે;
દુઃખરૂપને સુખમય ગણુવે,
જડ લઉં ચેતન સમજી.–૧

તારી સાધના પ્રાપ્તિ કરૂં ત્યાં,
જ્ઞાન યથાર્થ ભૂલાવે;
મિથ્યામાં સદ્‌ભાવ કરાવે,
જડ તુજ મૂર્તિ સરજી.–૨

પણ સ્વારથ વ્યવહારે મુજને,
ચોક્કસાઇ શીખાવે;
કાચ, પીતળમાં હીરા [1]સ્વર્ણની,
ન [2]રીભાવના કરી કદી.–૩

ચુને ન ભાવ કીધો [3]ચીનીનો,
ફટકડીમાં સાકરનો;
ધુળને લોટ ગણી નહિ ખાધો,
ફક્ત [4]સતે મતિ ફરી.–૪

જ્ઞાની સામે અક્કડ ચલવે
ધની સામે શિર નમવે;
વિદ્યા–સ્થાને લક્ષ્મી પૂજાવે,
લાલચ–જ્વાળા સળગી.–૫

---

૧ સોનાની. ૨ આસ્થા. શ્રદ્ધા.
૩ ખાંડનો. ૪ સત્પદાર્થમાં.

માયિક દૃષ્ટિ શયતાન કરે ત્યાં,
શ્વાનપુચ્છવત્ ડોલું;
[5]તેના સ્વર્ણ સ્વરે,
તુજ સત્ શ્રુતિ પ્રતિ
શ્રુતિ બંધ કરી-૫

[6]અમૃતસર તું કને જતો ત્યાં,
મૃગજળ થઇને નડતી;
તુજ [7]વિરહાનલમાં તપાવતી,
અસુરીને [8]હર હરિ.-૭

૫ તેના સોનાં-લક્ષ્મી ભર્યા અવાજમાં તારી સત્ય વેદ વિદ્યા કે તારા સાચા અંદરના અવાજ તરફ મેં મારા કાન બંધ કર્યા.

૬ અમૃતનું સરોવર. ૭ જુદાઇરૂપી આગમાં.

૮ દૂર કર. માર

## ૪૭ કબીરની હેરાનગીરી.

(રાગ હોરી, કાફી.)

પ્રભુ! હું દુનિયાથી હેરાન,
સાચું કહું તો દોડે લડવા;
ખોટાંમાં ગુલતાન.-પ્રભુ.

ધર્મી જોયા, કર્મી જોયા,
કરે સવારે સ્નાન;
તને પરમ આત્માને છોડી,
પૂજે જડ પાષાણ.-૧

આસન વાળી દંભે બેસે,
મનમાં બહુજ ગુમાન;
પણ પૂજે પીતળ, પત્થરને,
એ એનું વેદાન્ત.-૨

ચરણામૃત લ્યે માળા પહેરે,
છાપ, તિલક, અભિમાન;
બ્રહ્મ ભજનનાં શબ્દોચ્ચારણ,
પણ નહિ ચેતન ભાન.–૩

હિન્દુ કહે ભગવાન રામ મુજ,
તુર્ક કહે રહેમાન;
આપસમાં બંને લડી મરતા,
[1]મર્મ તણી ન પીછાણ.–૪

કહે કબીર સુણો હે સંતો !
એ સૌ ભ્રમ અજ્ઞાન;
સચરાચરમાં વ્યાપ્યો તેને,
ભજવાથી કલ્યાણ.–૫

( કબીરના શબ્દ ૪ પરથી. )

---

૧ રહસ્ય.

## ૪૮ નરસિંહમહેતાનું તત્ત્વદર્શન.

( પ્રભાત )

જ્યાંલગી આત્માતત્વ [1]ચિન્યો નહી,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ તારો એમ એળે ગયો,
માવઠાંની જેમ વૃષ્ટિ [2]વૂઠી.

શું થયું સ્નાન, સેવા, ને પૂજા થકી,
શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે,
શું થયું લાલ [3]લોચન કીધે.

---

૧ ઓળખ્યો. ૨ વરસી.
૩ આંખ.

શું થયું તપ ને તીરથ કીધા થકી,
શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલકને તુલસી ધાર્યા થકી,
શું થયું ગંગ જળ પાન કીધે.

શું થયું વેદ વ્યાકરણ વાણી વદે,
શું થયું રાગ ને રંગ જાણે.
શું થયું [4]ખટ દર્શન સેવ્યા થકી,
શું થયું વરણના ભેદ આણે.

એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા,
આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈયો કે તત્ત્વદર્શન વિના,
રત્નચિંતામણી જન્મ ખોયો.

૪ છ.

## ૪૯ નરસિંહમહેતાની શિક્ષા.

રઝળતી રાંડનાં રડવડે છોકરાં,
કોણ શિક્ષા દઇ [1]ઠોર આણે;
અંધ ગુરૂએ વળી નિરંધ ચેલા કર્યા,
પરબ્રહ્મની વાત તે શું રે જાણે.?

તું ના જાણીશ જે હું હરિજન થયો,
વિષ્ણુપદ ગાઇને ભક્તિ [2]ભવમેં;
કરણી તો કાગની હોડ કરે હંસની,
એ તો વાતો હરિ કાઢે [3]લવમેં.

---

૧ ઠેકાણે. ૨ સંસારમાં. ૩ લવારામાં.

નિરગુણ નાથને ઓળખી નવ શકો,
સગુણ [4]સુરતી ત્યારે કેમ જાણે;
ચૈતન્ય નિંદા કરે જડને વંદન કરે,
અચેત ભૂલ્યો ભિન્ન ભાવ આણે.

એકાકાર નિરાધાર જોયે,
જો નહિ મન ગળે,
ભિન્ન સંસારની ભ્રાંત ભાંગે;
દાસ નરસૈયો કહે તેને ચરણે નમું,
જ્ઞાન વિજ્ઞાનની જ્યોત જાગે.

૪ સ્વરૂપ.

## ૫૦ અખાની વાણી.

( ચોપાઇ )

તિલક કરતાં ત્રેપન વહ્યાં,
જપ માળાનાં નાકાં ગયાં;
કથા સુણી સુણી ફુટયા કાન
અખા તોય નાવ્યું બ્રહ્મજ્ઞાન

એક મૂરખને એવી ટેવ,
પત્થર એટલા પૂજે દેવ;
પાણીને દેખી કરે સ્નાન,
તુલસી દેખી તોડે પાન.

એ તો અખા બહુ ઉત્પાત,
ઘણા પરમેશ્વર એ કયાંની વાત?
દેહ-દમન, મુંડાનું કર્મ,
મૂરખ જાણે માંડયો ધર્મ.

પીડે પિંડ તે પેટને કાજ,
કાયા કસી જાચે મહારાજ;
ત્હેં જાણ્યો તે ¹નોહે ધર્મ,
અખા ²કુસકા કુટે શ્રમ.

ચૈતન્ય બ્રહ્મ વદે વેદવાણ,
તું તો પૂજે પીત્તળ પહાણ;
પંડ ³પખાળે પૂજે પહાણ,
મનમાં જાણે હું તો જાણ.

---

૧ ન હોયે, ૨ છોડાં. ૩ ધુવે.

## ૫૧ નરભેરામની નિર્ગુણતા.

(છપ્પો)

નથી [1]મૃત્તિકામાં પ્રભુ,
નથી પીત્તળમાં પેઠો;
[2]કનકની મૂર્તિ કંરે,
નથી ઇશ્વર મહીં બેઠો.

નથી [3]ઘોરોમાં પીર,
નથી જૈનોને દેહરે;
અસલ જુવે નહિ કોય,
સહુ નકલોને હેરે.

છે રામ નામ અક્ષર અસલ,
બીજું નકલ કહેવાય છે;
કહે નરભેરામ ગુરૂથકી,
પ્રેમે પ્રગટજ થાય છે.

---

૧ માટી. ૨ સોનાની. ૩ કબર, ખાડો.

## ૫૨ ધીરાની ભક્તિ.

( કાફી. )

દુનિયા દિવાનીરે બ્રહ્માંડ પાખંડ પૂજે,
કર્ત્તા વસે પાસેરે બાજી કંઇ નવ [1]બુજે.

જીવ નહિ એને હરિ કરી માને,
પૂજે કાષ્ઠ પાષાણ;
ચૈતન્ય પુરૂષને પાછળ મૂકે,
એવી અંધી જગત અજાણ,
[2]અર્કને અજવાળેરે,
પ્રસિદ્ધ મણી નવ સુઝે.

---

૧ જાણે. ૨ સૂર્ય.

પાષાણનું નાવ નીરમાં મુકે.
સો વાર પટકે શીશ.
કોટિ ઉપાયે તરે નહીં એ તો,
ડૂબે વશાવીશ;
[3]વેળુમાં તેલ કયાંથી રે,?
ધાતુની [4]ધેનુ શું દુઝે.?

અંતર મેલ ભર્યો અતિ પૂરણ,
નિત્ય નિર્મળ જળમાં ન્હાય;
[5]મહામણિધર પેઠો રે દરમાં,
તો રાફડા ટીપે શું થાય.?
ઘાયલ ગતિ ઘાયલ રે,
જ્ઞાની ઘાવ રૂઝે.

---

૩ રેતી. ૪ ગાય. ૫ સાપ.

સદ્દગુરૂ શબ્દનું ગ્રહણ કરીને,
પ્રગટ પંડમાં પેખ,
દૂર નાથ નથી નજીક નિરંજન,
દિલ શુદ્ધે દેદાર દેખ;
ધુરંધર ખેલે ધીરા રે,
જાહેર જગત મધ્યે [૬]ઝુઝે.

---

૬ લડે.

## ૫૩ પ્રભુને પામવાનો ઉપાય.

( ઝુલણા પ્રભાત. )

જ્યાંસુધી, [1]યોગનાં અંગ [2]અનુષ્ઠા નથી,
અશુદ્ધિ ટાળી નહિ ત્યાંસુધી શું ?
તેજ છે બ્રહ્મપ્રાપ્તિતણાં પગથિયાં,
તીર્થ મૂર્ત્યાદિ [3]અન્યાશ્રયે શું ?

અહિંસા, સત્ય, અસ્તેય, ને
બ્રહ્મચર્યા તથા અપરિગ્રહણ **યમ** છે;
શૌચ, સંતોષ, ને તપઃ સ્વાધ્યાય,
ઇશ્વર-પ્રણિધાન, પાંચે **નિયમ** છે.

વીર ને ભદ્ર, સુખ, પદ્મ આદિ કઇ,
[4]કાયનિગ્રહ થવા **આસનો** છે;
ઇન્દ્રિયોના મળો દૂર કરવા,
ગતિ શ્વાસવિચ્છેદ **પ્રાણાયમો** છે.

---

૧ ચિત્તવૃત્તિ નિરોધ માટેનાં. ૨ ક્રિયા. ૩ બીજાને વળગવું. ૪ શરીરને નિયમમાં રાખવાં.

ચિત્તને બાહ્ય વિષયોથી,
અંદર કહીં રોકવું પ્રત્યાહાર[૫]પ્રમાયે;
વૃત્તિ નિશ્ચલ બની મનતરંગો થવા,
સાવ નિષ્કંપ છે **ધારણા** એ.

કોઇપણ વસ્તુથી થાવું નિર્વિષય મન,
**ધ્યાન** તે, એક બસ ધ્યેયમાં છે;
ધ્યાન, ધાતા, તથા ધ્યેય સંકલ્પથી-
રહિત ઉત્તમ **સમાધિ** કથાયે.

નિત્ય અભ્યાસમાં આ અનુષ્ઠાનથી,
જન્મ, મરણાદિનાં દુઃખ જાયે;
આત્મ-ચૈતન્યથી આત્મ-ચૈતન્ય,
[૬]સાક્ષાત્કયે મુક્તિ-આનંદ થાયે.

---

૫ કહેવાયે. ૬ પ્રત્યક્ષ કરવાથી.

## ૫૪ જ્ઞાનચક્ષુ વિનાની વૃત્તિ.

(ઝુલણા-પ્રભાત.)

કસ્તુરી [1]નાભિમાં મૃગલી ભટકી મરે,
કયાં મળે કયાં મળે એ સુગંધિ ?
તેમ ઈશ્વર રહ્યો હૃદય મંદિર મહીં,
જ્ઞાનચક્ષુ વિના વૃત્તિ અંધી.

રચક બ્રહ્માંડનો તેમને,
મૃત્તિકા, ધાતુથી કારીગર-સોની ઘડતા;
વિશ્વનો વાસ તેનેજ પામર ગણી,
ક્ષુદ્ર મંદિર મહીં લાવી ધરતા.

૧ ડુંટી.

નિર્વિકારી, નિરંજન, નિરાકાર જે,
તેમના અજબ અવતાર કથતા;
ક્લેશ કર્માદિથી રહિત શુદ્ધાતમા,
તેમનાં જન્મ મરણાદિ વદતા.

વૃષ્ટિથી વિશ્વ આખુંય નવરાવતો,
તેમને લોટીનું સ્નાન આપે;
ઊન, રૂ, રેશમે સૃષ્ટિને ઢાંકતો,
તેમનું [૨]વાઘલે અંગ ઢાંકે.

•

૨ નાનાં કપડાંના ટુકડાથી.

જે કને સૂર્ય, ચંદ્રાદિ ઝાંખા દીવા,
તેમની પાસ બત્તી ઝગાવે;
અન્ન, મેવા, જળે પોષતો સૃષ્ટિને,
તેમને ખાનપાનો ધરાવે.

નારીઓ જગતમાં પુત્રીઓ તેમની,
સ્ત્રીઓ સીતા, તુલસી, રૂકિમણી કહે;
ભૂપનો ભૂપ તેને ભીખારી કરી,
રાસલીલા મહીં નાચ નચવે.

અભાવે ભાવ જડમાંહીં ચૈતન્યની,
આ અવિદ્યાની લીલા ભરી છે;
આતમા તત્વને જાણવો,
બ્રહ્મવિદ્યાથી એ વેદવાણી ખરી છે.

## ૫૫ બ્રહ્મચર્ચા.

( ગજલ )

બ્રહ્મપૂજકઃ-અજબ આશ્ચર્ય કે પ્રતિમા,
પ્રભુ રૂપે પૂજાયે શે?
ન એકે ધર્મ પ્રતિમાનો,
પ્રભુથી મેળ કંઇ ખાયે.

છે પ્રતિમા એક દેશી જડ,
પ્રભુ વ્યાપક તથા ચેતન;
[1]નિરાનંદ,જ્ઞાનહિણ પ્રતિમા,
પ્રભુ આનંદઘન સર્વજ્ઞ.

મૂર્તિપૂજકઃ-ન ઇશ્વર આમ દેખાયે,
[2]તદર્થે મૂર્તિ મંડાયે;
કર્યે તેમાંજ આવાહન,
પ્રતિમા ઇશ રૂપ થાયે.

---

૧ આનંદ વગરની. ૨ તેટલા માટે.

(સાખી.)

પ્ર૦પૂ૦-છે ભરપૂર બધે સ્થળે,
વિશ્વાધાર પવિત્ર;
કયાં આવાહન તેમનું,
કર્યું જાય હે મિત્ર!

પ્રભુ આકાશની માફક,
રહ્યો વ્યાપક અણુ અણુમાં;
પછી ઘંટી વગાડીને,
કિયાં તેને બોલાવાયે?

મૂ૦પૂ૦-બધા સ્થળમાં જો વ્યાપક છે,
તો મૂર્તિનીય અંદર છે;
ગણી હાજર તથા નાજર.
પ્રતિમામાં તે પૂજાયે.

(સાખી.)

બ્ર૦પૂ૦-તો પછી એકલી મૂર્તિમાં,
કાં દયો ઇશ્વર ભાવ?
જળ, પુલ, ફળ, ને અન્ન પણ,
કાં નહિ બ્રહ્મ મનાય?

પ્રતિમામાંય હાજર તે,
તથા જળ, ફૂલ, ફળ અન્ને;
તો શું પ્રભુને પ્રભુ ખાયે?
પીયે? ઉપર ચડાવાયે?

મૂ૦પૂ૦ હળાહળ ઝેર પીવાથી,
એ શિવ વિષકંઠ કહેવાયે;
પ્રભુને શાંતતા દેવા,
[1]જલીય ધારા ચડાવાયે.

---

[1] જળની.

( સાખી. )

પ્ર૦પૂ૦-નિત્ય શુદ્ધ-બુદ્ધ-મુક્ત ને,
નિરંજનજ ભગવાન;
સ્નાન, આચમનનું ભલા,
તેને શાનું વિધાન?

[४]નિરામય, પૂર્ણ, અમૃતમય,
હળાહળ સ્પર્શ તેને શો?
નવાડે વૃષ્ટિથી સૃષ્ટિ,
શું લોટીધાર તે ચાહે?

મૂ૦પૂ૦-[૧]યથાદેહે તથા દેવે,
સુભક્તે રાખવી શ્રદ્ધા;
અતઃ નૈવેદ્ય ને ભોગો,
પ્રભુ સામે ધરાવાયે.

૪ નિરોગી. ૧ જેમ આપણા શરીરમાં તેમ દેવમાં.

(સાખી.)

પ્ર૦પૂ૦-જે વિશ્વંભર તૃપ્ત ને,
પરિપૂર્ણ સહુ કાળ;
તેને શું છે કામના?
નૈવેદ્યોના થાળ!

પ્રભુને ભોગ કંઇ ધરવા,
પ્રભુ અપમાન એ કરવું;
જમાડે જે જગતભરને,
પડી છે ભૂખ શી તેને?

મૂ૦પૂ૦-સજીએ આપણે વસ્ત્રો,
સજવવાં એમ ઇશ્વરને;
ન આપણને કદી રાખે,
ઉઘાડાં એવી આશાએ.

(સાખી)

બ્ર૦પૂ૦-ભર્યું પડ્યું જેના ઉદર,
વિરાટ્ આ બ્રહ્માંડ;
તેને શે જોઇએ ભલા?
તુચ્છ વસ્ત્રના [2]ખંડ!

રૂ, રેશમ, ઉનનાં વસ્ત્રે,
જગતને ઢાંકતો પ્રભુ જે;
નિરાકારી જે અપરંપાર,
કયા વાઘાથી ઢંકાયે.!

૦પૂ૦-[3]સુવાસિત પુષ્પમાળથકી,
સુચંદન ગંધ લેપનથી;
પ્રભુ કેરૂં કરી અર્ચન,
ભક્તિ ભાતે રીઝાવાયે.

૨ ટુકડા. ૩ સુગંધિત.

(સાખી.)

પ્ર૦પૂ૦—જેને નહિ કંઇ વાસના,
વળી બિલકુલ નિર્લેપ;
પુષ્પવાસ શે જોઇએ?
શે ચંદનના લેપ?

નથી તે બ્રહ્મને મોહું,
ન છાતી, હાથ, કે ચરણો;
પછી નીરૂપને તે કયાં,
કુસુમ, ચંદન ચડાવાયે?

મૂ૦પૂ૦—પ્રકટવી મંદિરે જઇને,
દીપકની રોશની ઉજળી;
*અનિષ્ટો દૂર કરવાને,
હરિની આરતિ થાયે.

---

* આફતો.

(સાખી.)

પ્ર૦પૂ૦-પામે રવિ, શશી, ગ્રહ, [1]અનલ,
જેથી [1]પ્રખર પ્રકાશ;
તેને તે શો જોઇયે?
ક્ષુદ્ર દીપ-ઉજાસ?

પ્રકાશિત જેની જ્યોતિથી,
રવી, શશી, વિજળી, અગ્નિ;
ઘુમે તારાની આરતિયો,
દીવા ત્યાં શો બતાવાયે?

મૂ૦પૂ૦-પ્રભુનો પાર મેળવવા,
પરિક્રમણા કરો દેહરે;
ઘણેરો લાભ થોડા એ,
પરિશ્રમથીજ લેવાયે.

---

૧ આગ. ૨ પુષ્કળ.

(સાખી.)

શ્ર૦પૂ૦-જાણ્યો જાય નહીં કહીં,
જેનો પારાવાર;
કરીએ કેમ પ્રદક્ષિણા,
અનંત કેરી લગાર?

ભૂમી, સૂર્યાદિ નક્ષત્રો,
પરિક્રમણા કરે જેની;
[1]અનાયાસે બધાં પ્રાણી,
અરે એમાં ઘુમ્યે જાયે.

મૂ૦પૂ૦-પત્રં પુષ્પં ફલં તોયં,
લઇને ભેટ કંઇ ધરવી?
પ્રભુની મ્હેરથી ભરપૂર,
અમ ભંડાર સૌ થાયે.

૧ વગર મહેનતે.

( સાખી. )

પ્ર૦પૂ૦-જે ઇશ્વર ત્રૈલોકયની,
સંપત્તિનો છે ભૂપ,
ભેટ દક્ષિણાની ભલા,
તેને શાની ભૂખ?

હીરા-હેમે ભરી પૃથ્વી,
રતન-મોતી ભર્યા સાગર;
ત્રિભુવનનાથ એવાનું,
કુભેટે માન ભંગાયે.

મૃ૦પૂ૦-કરીએ જેમ આવાહન,
વિસર્જન તેમ કરવાનું;
સુમંત્રાધીન છે દેવો,
એ શાસ્ત્રીય શાખ પૂરાયે.

(સાખી.)

બ્રહ્માંડ-બહાર, અંદર, પૂર્ણ છે,
પરબ્રહ્મ ભરપૂર;
કયાં તેને કરવો કહો,
વિસર્જને કંઇ દૂર.

અખંડો એક રસ જે રહે,
ન પરમાણુય કો ખાલી;
નથી કયાં? કે વિસર્જનથી,
પ્રભુ ચાલી દૂરે જાયે!

અતઃ મૂર્તિપૂજા કેરા,
નકામા ઉપચારો આ;
"[૨]નહિ જ્ઞાનાદૃ ઋતે મુક્તિઃ"
ઋષિ-આજ્ઞા સ્વીકારો આ.

---

૨ 'જ્ઞાન વિના મુક્તિ મળતી નથી'

## ૫૬ કબીરની બ્રહ્મોપાસના.

(રાગ હોરી)

હું નિજ બ્રહ્મ રીઝાવું,
બેસી ભજન ગુણ ગાઉં.—હું.

પત્તાં તોડું ન પુષ્પો તોડું,
ન કોઇ જીવ સતાવું;
પુલપાનમાં પ્રભુ વસે છે,
તેને માથું નમાવું.—બેસી.

ગંગા જાઉં ન યમૂના જાઉં,
ન કોઇ તીર્થે ધાઉં:
અડસઠ તીર્થ વસે ઘટ અંદર,
તેમાં ચોળી ન્હાઉં.—બેસી.

•

ઔષધ ખાઉં, ન બુટ્ટી ચાવું,
ન કોઇ વૈદ્ય બોલાવું;
પૂરણ વૈદ્ય મળ્યા અવિનાશી,
તેને નાડી બતાવું.–એસી.

જોગી થાઉં ન જટા વધારૂં,
ન અંગ ભભૂત લગાવું;
જે રંગ રંગે ખુદ વિધાતા,
તેજ સુરંગ ચડાવું.–એસી.

દેહરે દોડું ન પ્રતિમા પૂજું,
ન દેવ-દેવી મનાવું
[1]'એકમેવાદ્વિતીય'બ્રહ્મ' કેરી,
શુદ્ધ સમાધિ લગાવું.–એસી.

---

૧ એકજ અદ્વિતીય બ્રહ્મ.

જ્ઞાન-ધનુષ કસીને આલું,
ધ્યાન કમાન ચડાવું;
[2]ષડ્રિપુએ ઘટ અંદર પેઠા,
તેને મારી ભગાવું.-એસી.

સૂર્ય-ચન્દ્ર બે દીવા ઝગાવું,
નિજ મન-શયન સજાવું;
તે પર મારા પ્રભુને સ્થાપી,
પરમાનંદ મિલાવું.-એસી.

---

૨ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર.
૩ મનરૂપી બીછાનું.

## ૫૭ * કવીશનું દર્શન.

( ગજલ )

કવીશ ! બ્રહ્માંડ આ તારૂં,
અનેરૂં કાવ્ય રૂપાળું;
અનંતાં દિવ્ય પરમાણુતણા,
'વર્ણે[1] રચ્યું સારૂં.

* શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિએ તેના " ઉષા " નામક ઉપન્યાસનાં પ્રકરણ ૯ માં, મૂર્ત્તિદર્શન, મૂર્ત્તિવાંછના, મૂર્ત્તિપૂજા ઇત્યાદિ મૂર્તિવિષયક શબ્દાડંબરથી ભરેલા ચિત્ર વિચિત્ર ભાવો ચિત્રી નિરાકારવાદીઓને "મૂર્ત્તિભંજકો" "આંખો ફોડો" ઇત્યાદિ ઉપાલંભોથી વંવાવ્યા છે, જેને વાંચીને સ્તવકને આ અને તેની પછીનું સ્તવન સ્તવવાની સ્ફુરણા થઇ આવી. શ્રીમચ્છંકરાચાર્યના જગન્મિથ્યાત્વવાદ કે અસત્કાર્યવાદની સામે સત્કાર્યવાદનાં સ્થાપનરૂપે બ્રહ્માંડ-મૂર્ત્તિ-કાવ્ય-દર્શન-વાંછના આદિનો વિરોધ નથી, પરંતુ બ્રહ્માંડમૂર્ત્તિ કે વિરાટ્ કાવ્યના

૧ અક્ષરોથી.

ફડીચો ભૂ, ભુર્વઃ, સ્વર્ ને,
મહ, જર્ન, તપઃ સત્યતણી;
બનાવી સપ્ત લોકરૂપે,
[૨]પંચતન્માત્ર-માત્રા મહીં.

છદ્મ ભાવની જાળમાં ઉચ્ચ બ્રહ્મસ્વર્ગને લપેટી તેને આધુનિક પામર મૂર્ત્તિપૂજનરૂપ અજ્ઞાનાન્ધતમઃથી ભરેલા ખાડામાં સફાઇથી સરકાવી દેવામાં આવેલ છે, જેમ કરતાં હાડચામની ઉપાસક ચર્મચક્ષુને પુષ્ટિપંથમાંજ પોષાવા દઇ, માનો, જ્ઞાનચક્ષુને ફોડવા ઓષધવામાં આવેલ છે; જેના પરિણામે યુગાંતરોમાંય કોઇ સુરદાસ તો ભાગ્યેજ થાય કે ન થાય પણ માટી ચામડીની મૂર્તિ સમાધિમાં સાપ મુરદાંની યોગક્રિયા સાધનારા વામી બિલ્વમંગળો તો અનેક પાકી નીકળવાનો ભય છે જેને અટકાવવા આ સ્તવનો.

૨ પાંચતન્માત્રારૂપી મીટરોમાં.

રવિ, શશી, તારકા ગિરિઓ,
નદી, નદ, સાગરો, તરૂઓ;
લતા, ફળ, ફૂલ, પ્રાણિગણો,
કવિતાના અલંકારો.

નિકળતો એ કવિતાથી,
મધુરધ્વનિ તુજ મહિમાનો;
સુબ્રહ્માનંદ-રસ ટપકે,
પીતાં કાવ્યામૃતાં પાનો.

ગગનપત્રે, વિદ્યુત્તેજે,
કલમવાયુ, અપ્‌શાહીમાં;
ઝબોળી તેં લખ્યું મહાકાવ્ય,
ભૂમી-[3]મસીશોષણી કરી ત્યાં.

તને ન પઢી વિરાટ્કૃતિમાં,
ફક્ત લ્હ્યે શૂન્ય મૂર્તિમાં;
બનાવટી ક્ષુદ્ર જન[4]કૃતિમાં,
તે ફોડે સુજ્ઞ નિજ નયનાં.

૩ બ્લૉટીંગ. ૪ માણસની બનાવટમાં.

## કર્ત્તાની ઓળખ.

( ગઝલ )

જગત્ કારીગિરી પ્રભુની,
પ્રભુને ઓળખો તેમાં;
સુરચના મૂર્તિમંત ખડી,
ઉઘાડો દિવ્ય ત્યાં [1]ચશ્માં.

કૃતિપરથીજ કર્ત્તાની,
ખરી પીછાણુ તો થાયે;
જગત્પ્રતિમાથી ઇશ્વરની,
[2]મજુરની અન્ય પ્રતિમાએ.

---

૧ આંખો.
૨ પત્થરની મૂર્તિથી તેના કર્ત્તા મજુરની પીછાણુ થાય છે.

મંદિર બ્રહ્માંડનાં તેજે,
સોહાયે બ્રહ્મ-ચેતનતા;
બનાવટી દેવળે પેસ્યે,
જણાયે શૂન્યતા, જડતા.

ગગન આદિનાં દર્શનથી,
શ્રહાયે ઇશ-વ્યાપકતા;
સિંહાસન-ચોકી ઉપર તો,
પ્રતિમા કેરી પામરતા.

વિલોકયે વિશ્વનાં ચિત્રો,
વિકાસે [1]આત્મચિતિ-શક્તિ;
જનમભર પૂજતાં જડતા,
બને ઉલટી પત્થરવૃત્તિ.

ઝરણ, નદ, સિંધુ-અર્ઘ્ય થકી,
કુસુમ, ચંદન-સુગંધિથી;
નક્ષત્રોની એ આરતિથી,
પ્રભુને પૂજતી પ્રકૃતિ.

વરણ ને શબ્દના મેળે,
અરથથી જ્ઞાન તો થાયે;
પરંતુ શૂન્ય સંકેતો,
ઘુંટયા કીધે શું ફળ થાયે?

સુશબ્દોના અરથવાળી,
વિશદ્ કવિતા આ અક્ષરની;
પરંતુ ક્ષુદ્ર મૂર્તિ તો,
નિરક્ષરી કૃતિ [૪]નશ્વરની.

ન માનવી-ક્ષુદ્ર મૂર્તિથી,
પ્રભુનું માપ લેવાયે ?
ભલા બે ઢબ લીસોટાથી,
કવિનું કાવ્ય કલ્પાયે ?

૪ નાશવંતની.

વિરાટ બ્રહ્માંડ હીસાબે,
અણુસમી પૃથ્વી લેખાયે;
અરે ત્યાં કયાં [5]મૃદ્ મૂર્તિથી,
અનંતનો પાર પમાયે !

છતાં ભુલી [6]બ્રહ્મ-સત્સરવર,
જુવે જુઠી અંઝવાં-મૂર્તિ.
છતી આંખે લઇ દીવો,
પડે કૂપે ભલે [7]સુમતિ.

---

૫ માટીની મૂર્તિથી. ૬ બ્રહ્મ રૂપી સત્ય સરોવર.
૭ ડાહ્યા.

## ૫૯ જીવન રથ પ્રભુને સોંપવા.

(રાગ હોરી.)

પ્રભુ ! હું મુજ જીવન-રથ
સોંપું તારે હાથ,
ચલવ તુજ મરજી માફક નાથ !૦-જીવન.

મદારી માયાની ઇન્દ્ર જાળે,
ઇન્દ્રિય અશ્વ ફલાંગે;
ડર લાગે કે રખે ન રથને,
ખાડે પટકી ભાંગે,
તેને વાળ તું ઝટ [1]સત્પાથ૦-જીવન.

મુજ મનની આ થામ-લગામ ય,
અક્કડ થઇ તુટી જાશે;
તારો સ્નેહ-સ્પરશ થાતાં,
મીણ સમી મુલાયમ થાશે.
[2]કરમાં ગ્રહી તે કર તું કૃતાર્થ૦-જીવન.

---

૧ સારે રસ્તે. ૨ હાથમાં પકડીને.

મારો પામર રથ તુજ સામે,
ધરતાં લજ્જા ભાસે;
પણ આશા છે કે શ્રીચરણ,
અડકતાં દિવ્યજ થાશે,
[3]ભવાટવી ચિરવા હે સંગાથ૦-જીવન.

ભારત લોક જિત્યો રણ અર્જુન,
કૃષ્ણ મહાત્મા સાથે;
[4]ઉભય લોકપર મુજ જય,
સારથિ તું પરમાત્મા માથે.
તો કર અનાથને તું [5]સનાથ૦-જીવન.

---

૩ જગતૂરૂપી જંગલ. ૪ બંને આ તથા પર લોક.
૫ ધણીયાતો.

## ૬૦ નાદ બ્રહ્મને વિનતિ.

(પિયુ પરદેશીને કહેજો પ્રણામ અમારા.)

પ્રભુ! સંગીતમય!
પૂરી કર ઇચ્છા તારી,
તું નાદલીલા કર તારી૦-પ્રભુ.

તુજ જ્યોતિ-કિરણાંગુલિ થકી,
મુજ દિલ-સિતાર બજાવ તું;
તુજ અલખનાદી બ્રહ્મ-સંગીતિ,
મસ્ત થઇ રણકારૂં હું.

નહિતર ખબર કોને, ?
કયે મુજ પ્રાણ તારો તુટશે;
તુજ હિંડ્ય [1]આલાપો,
રખે જગને સુણાવા રહી જશે.

મુજ અંગ અંગની વાટ્યને,
તુજ [2]સ્નેહ રસથી હે ભરી;
જેથી બળી તુજ જોમમાં,
તનને કરૂં દીપાવલી.

---

૧ તાનો. ૨ પ્રેમ, તેલ.

જગની અમાસ ઉજાળી,
સુખથી પછી જાઉં ભલે ઠરી;
[3]ત્યાં હિન્દ ભાલે,
પુણ્ય ઇન્દુ-બીન્દિ
ઝળહળશે ખરી.

મા શું કે વિશ્વમાં,
ભારતગૌરવ, [4]શાન્તિસૌરભ,
ફરીને દે તું પ્રસારી.–પ્રભુ.

---

૩ ત્યાં ભારત લલાટમાં પાવન ચન્દ્રરૂપી ચાંદલો ઉગશે અર્થાત્ અમાસ પછી શુકલપક્ષ શરૂ થશે.
૪ શાંતિરૂપી સુગંધિ.

## ૬૧ તુંહિતુંહિ.

(ગજલ)

બ્રહ્માંડની છબી ફાંકડી,
આપે સ્મૃતિ તારી હરિ!
[1]અણિમા, [2]ગરિમા, સર્વમાં,
ભાસે ખુબી તારી હરિ!

આકાશના મેદાનમાં,
ફુટબોલ ઉછળે [3]જ્યોતિના;
તેમાં [4]સહસ્રપદી,
અજબ ઠોકર દીસે તારી હરિ!

---

૧ ઝીણું, નાનું. ૨ મ્હોટું ૩ નક્ષત્રોના.
૪ હજારો પગની.

આ રવિ શશીના ઉદય અસ્તો,
તુજ [5]નિમેષોન્મેષ છે;
ગ્રહ, વીજ ચમકારે રમે,
ચંચળ કીકી તારી હરિ!

[6]સુવસંત-વસ્ત્ર-બહારમાં,
[7]રત્નાકરો-શૃંગારમાં;
[8]ગિરિહસ્તીઓની હારમાં,
સ્વારી ચડી તારી હરિ!

વિજળીની દીપ્ત મસાલથી,
મેઘગર્જન-[9]નક્કારથી;
[10]જવાળામુખાતશબાજીથી,
વાહ [11]સત્કૃતિ તારી હરી!

---

૫ આંખના પલકારા. ૬ વસંત ઋતુરૂપી વસ્ત્રના ભભકામાં. ૭ સમુદ્રોના અલંકારોમાં. ૮ પર્વતો રૂપી હાથીઓની હારમાં. ૯ નગારાંથી. ૧૦ જવાળા-મુખી પહાડરૂપ આતસબાજીથી. ૧૧ સતકાર.

સંધ્યાની મખમલ લાલ જાજમ,
ચાંદની-રેશની થઇ;
[12]ગ્રહ માંડલિક દરબારમાં,
બેઠક બની તારી હરિ!

[13]સિંધુ, [14]સરિત, ઝરણાં, [15]સરસ્,
તુજ [16]ગેબી ગાણાં ગજવતાં;
[17]કલ્લોલ-નૃત્યે [18]હવાઇ સીતારી,
વાહ તારી હરિ!

૧૨ તારાઓ રૂપ ખંડીયા રાજાઓના દરબારમાં.
૧૩ સમુદ્ર. ૧૪ નદી. ૧૫ સરોવર. ૧૬ રહસ્યમય ઉંડાં. ૧૭ મોજાંઓનાં નાચમાં ૧૮ હવા રૂપ સીતાર.

શિશુ ઘેલુડાંના [1]લાસ્યમાં,
પુલડાંતણા શુચિ હાસ્યમાં;
અલિ-[2]કમલ, [3]જલ-મીન વિલાસે,
રાસ લીલા તારી હરિ!

પતિ પ્રતિ સતીના શીલમાં,
સત્યાગ્રહીના દિલમાં;
બહાદૂરના રણ ખેલમાં,
એ ધીરતા તારી હરિ!

[4]જ્યોત્સ્નાતણા મલકાટમાં,
[5]મલયાનિલી પમરાટમાં;
સતી રમણીના રસ [6]નાટયમાં,
એ મધુરતા તારી હરિ!

૧ નાચમાં. ૨ ભ્રમર ને કમળ. ૩ જળ ને માછલી.
૪ ચાંદનીનાં મૃદુ હાસ્યમાં. ૫ ચંદનગિરિના પવનની સુગંધિમાં ૬ રસિક ખેલમાં.

[7]ગુલગુલાબે બુલબુલ ખિલે,
[8]આમ્રકુંજે કોયલ [9]કૂજે
એ ખિલનમાં ને કૂજનમાં,
આનંદતા તારી હરિ.

પ્રભુના પુણ્યાત્મા [10]ભૃત્યમાં,
નિષ્કામીનાં શુભ કૃત્યમાં;
ભૂમિ-ભક્તનાં વીર મૃત્યુમાં,
એ શાંતતા તારી હરિ!

આખી પ્રકૃતિની ચોપડીનાં,
[11]સૃજન-પાનાં મેં પઢયાં;
"[12]તુંહિતુંહિ" અક્ષર સૌંદર્યની,
[13]રોનક ઝગે તારી હરિ.

---

૭ ગુલાબના ફૂલમાં. ૮ આંબાવાડિયાંમાં. ૯ બોલે.
૧૦ સેવકમાં. ૧૧ રચનારૂપી પૃષ્ઠો. ૧૨ તુંજ તુંજ.
૧૩ ભભકો.